વંશ પરંપરાને માટે

વેપારીઓને ખાસ ઉપયોગી

[illegible] ઉતમ સંજોગો બતાવનાર.

જ્યોતિષનો એક ઉમદા ગ્રંથ.

# ભવિષ્ય દર્પણ.

રૂ, સુત, સોનું, ચાંદી, શેર, અળશી
સરસવ, એરંડા, અનાજ રસ–કસ
વીગેરે અનેક ચીજોના ભાવમાં થનાર
તેજી–મંદી જણાવનાર.

લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કર્તા,

**ભીખાલાલ સોમચંદ શાહ.**

વઢવાણ સીટી.

આવૃત્તી બીજી — પ્રત ૫૦૦

સંવત ૧૯૭૫ — સને ૧૯૧૯

અમદાવાદ

પાનકોરના નાકે ચુડીઓળમાં આવેલા ધી મનહર
પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું.

કીં. રૂ. ૦–૮–૦

વંશ પરંપરાના માટે.

વેપારીઓને ખાસ ઉપયોગી

પૈસા કમાવાના ઉતમ સંજોગો બતાવનાર

# ભવિષ્ય—દર્પણ.




લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કર્તા.

બી. એસ. શાહ.

વઢવાણ સીટી.





સંવત ૧૯૭૫ — સને ૧૯૧૯

આવૃતી બીજી — પ્રત ૫૦૦.

અમદાવાદ પાનકોરને નાકે ચુડીઓળમાં આવેલા ધી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું.




કી. રૂા. ૦—૮—૦

# પ્રસ્તાવના.

**દોહરો.**

કવીજન કાવ્ય કરી મરે, ગુણુ ચાખે ગાનાર;
સોની ઘાટ ઘડી મરે, રાય સજે સણુગાર. ક૦ દ૦ ડા૦

પ્રાચીન સમયથી આર્ય લોકો તીથી, વાર—નક્ષેત્ર—પવન, વાદળા, ગ્રહો, નક્ષેત્રો, તારા, સંક્રાત્રી, ગ્રહણુ, અને બીજ પુનેમનાં ચંદ્ર ઉદય વીગેરે ઉપરથી અને બીજા આકાશી કુદરતી બનાવો ઉપરથી દરેક વરસના શુભા—શુભ બનાવ, સુકાળ, દુકાળ, વરસાદ, ખેતી, પાક વીગેરે થવાનું તથા અનાજ, રૂ઼, કપાસ, રસ—કસ વીગેરેના ભાવમાં થનાર તેજી—મંદી કયારે અને કેટલી થશે. વીગેરે ઘણી ઉપયોગી બાબતો દરેક વરસની અગાઉથી જાણી શકતા અને એ આધારે વેપાર રોજગાર કરતા તેથી મહાન સુખી હતા અને સંતાષથી રહેતા એ ઉમદા જ્યોતિષ જ્ઞાન પ્રત્યે જન વર્ગની લાગણી ન રહેતાં એ જ્ઞાન નષ્ટ થતું જાય છે, એ સૌચનીય છે. જ્યોતિષ જ્ઞાનના ખોટા આડંબર ધારીઓથી એ અલૌકીક જ્ઞાન પ્રત્યે જન વર્ગની શ્રદ્ધા ઘટતી જાય છે જ્યોતિષ જ્ઞાન એ દીવ્ય ચક્ષુ છે. અને મહાન દીપક સમાન છે. પૂર્વે આ જ્ઞાનની પંકતી ઘણીજ ઊંચ હતી અને એ જ્ઞાનવાળા જન વર્ગ ઉપર બહુ ઉપકાર કરી શકતા.

જેમ કલ્પ વૃક્ષ—ઇચ્છીત ફળને આપનાર છે તેમ પવીત્ર ( યથાર્થ ) જ્યોતિષ જ્ઞાન લક્ષ્મીને પ્રાપ્ત કરાવનાર છે.

અમોએ જ્યોતિષના પ્રાચીન ગ્રંથો વાંચી——અનુભવ કરી—તેમાંની વહેપારને ઉપયોગી બાબતોના ભવિષ્ય દીપક—ભવિષ્ય દર્પણુ—ભવિષ્ય દર્શક એ ત્રણુ ગ્રંથો બહાર પાડયા હતા. જે જન વર્ગને ઘણા ઉપયોગી અને લાભદાયી નીવડયાં છે. તેથી તે ત્રણે ગ્રંથોની બીજી આવૃતીઓ—ઘણા સુધારા વધારા સાથે બહાર પાડવાનો સમય પ્રાપ્ત થયો છે. તે આ ગ્રંથના જ્યોતિષ જ્ઞાનની પ્રીયતા અને ઉપયોગીતા સાબીત કરે છે.

અમો " ભવિષ્યવાદી, ભવિષ્ય પ્રકાશ—ભવિષ્ય વિચાર " એ નામના ત્રણુ ગ્રંથો હાલ તૈયાર કરીએ છીએ. તે ઘણાજ ઉપયોગી નીવડશે એવી અમારી માન્યતા છે.

જ્યોતિષની કેટલીક બાબતોનું ફળ—તુરતજ થાય છે. કેટલીક અઠવાડીઆમાં કેટલીક પખવાડીઆમાં અને કેટલીક એક માસમાં ફળ આપે છે તે બહુ જાણવા જેવું છે. વળી કેટલીક વખતે એકજ ચીજના જુદા જુદા ફળ આપનારા ગ્રહો ભેગા થાય છે. તે વખતે તે ચીજના ભાવમાં વધ—ઘટ થાય છે અને પછી વધારે જોરવાળા ગ્રહના ફળ પ્રમાણે તેજી કે મંદી થાય છે. આ ખાસ જોવાનું તપાસવાનું છે.

જ્યોતિષ જ્ઞાનના અનુભવ વિનાના—અધુરૂ જોવાની ટેવવાળા ઉતાવળા માણસો નુકસાનીમાં આવી પડે છે, અને પોતાની ભુલ ન જાણી શકનારા પોતાનો દોષ જ્યોતિષ જ્ઞાનને આપી. આ જ્ઞાન ઉપરથી શ્રદ્ધા ઉઠી જાય છે. દેશ—કાળ—રૂતુ. બજારનું વલણ પણ સાથે ધ્યાનમાં લેવાની જરૂર છે.

અમારા તરફથી સં. ૧૯૬૭ ની સાલથી દરેક નવા વરસનો વર્તારો કાઢવામાં આવે છે. જેમાં દરેક ચીજના ભાવમાં થનાર તેજી—મંદી કયારે અને કેટલી થશે. તે તારીખવાર સાથે જણાવવામાં આવે છે તથા સં. ૧૯૭૩ ની સાલથી—વહેપારની ઉપયોગી પંદર ચીજોમાં તેજી—મંદી. રોજે રોજની જણાવનાર તેજી—મંદી પચાગ કાઢવામાં આવે છે તે વાયદાના અને તૈયાર માલના વેપારીઓને ઘણું ઉપયોગી થઇ પડયું છે.

આ ગ્રંથ વાંચી તપાસી સમજી અનુભવ કરી તે પ્રમાણે વર્ત-વાથી આ ગ્રંથની ખરી કીમત " પૈસા કમાવાના ઉમદા ખજાનો " છે તે સમજાશે. આ ગ્રંથનો જેમ જેમ અનુભવ થતો જશે તેમ તેમ અતિ લાભકારી નીવડશે. ૐ શાંતી.

તા. ૧—૧—૧૯૧૯<br>વઢવાણ શહેર. } લી. પ્રસિદ્ધ કર્તા.

श्री पार्श्वजीन प्रणम्य:

# ભવિષ્ય—દર્પણ.

દોહરો.

**નિર્મળ જ્યોતિષ જ્ઞાનથી, પામે અવિચળ રિદ્ધ;**
**કલ્પતરૂ ચિન્તામણી, મન વંછીત ફળ સિદ્ધ.**

**વરસનું પ્રમાણ કાઢવાની રીત—**

(૧) વિક્રમ સંવતને ત્રણે ગુણતાં જે ગુણાકાર આવે તેમાં ત્રણ ઉમેરવા અને તેનો સરવાળો કરી તેને સાતે ભાંગવા તેથી શેષમાં જે વધે તે ઉપરથી જણાતું વરસ ફળ—

ચાર કે સૂન્ય વધે તો સુકાળ જાણવો એક, બે, કે છ વધે તો વરસ સાધારણ જાણવું ત્રણ કે પાંચ વધે તો વરસ દુકાળનું જાણવું

(૨) શકની સાલને ત્રણગણી કરી તેમાં બે ઉમેરવા અને તેને ચારે ભાંગતા શેષમાં એક કે ત્રણ વધે તો વરસાદ ઘણો જાણવો અને બે વધે તો તે વરસમાં અલ્પ વરસાદ જાણવો.

**દરેક બેસતા વરસના વારનું ફળ—**

**સોમવારૂં વરસ બેસે તો**—અનાજનો સંગ્રહ કરવો અને તે ભાદરવા સુદ ૨ થી તે આસો સુદ ૧૫ સુધીમાં વેચી નાંખવું તો તે લાભકારી થાય

**મંગળવારૂં વરસ બેસે તો**—અનાજનો સંગ્રહ કરવો અને તે આસો માસમાં વેચવું, મરી, ખારેક, ગોળ, કપાસીઆ, અને પીતળ એ ચીજો ભાદરવામાસમાં વેચવાથી લાભકારી થાય.

**બુધવારૂં વરસ બેસે તો**—તેલ, ઘી, ખાંખણ, મઠ કપાસીઆ, ગોળ, કસુંબો, મરી, એરંડી, સુવાદાણા, ખાંડ રાળ- મજીઠ, સોપારી અને કાલા એ ચીજો ફાગણ માસમાં વેચે તો દોઢો લાભ થાય ત્યારે પછી તેના ભાવ સસ્તા થાય.

**ગુરૂવારૂં વરસ બેસે તો**—અનાજનો સંગ્રહ કરવો. અને તે અસાડ કે ભાદરવા માસમાં વેચવાથી લાભ મળે ઘઉં, ગોળ, કપાસીઆ, સાકર તેલ, અને હળદરના ભાવ આ વરસમાં વધે.

**શુક્રવારૂ વરસ બેસે તો**—અનાજનો સંગ્રહ કરવો અને તે આસો કે કારતક માસમા વેચે તો ઘણો લાભ મળે.

**શનીવારૂં વરસ બેસે તો**—અસાડ સુદ ૧૫ થી અનાજ મોંઘુ થાય તો શ્રાવણ માસમાં વેચવું અને સંગ્રહવું હોય તો માગશર માસમાં વેચવું.

**રવીવારૂં વરસ બેસે તો**—ગોળ, ઘી, તલ, ઘઉં, બાજરો, અસાડ સુદ ૨ થી તે શ્રાવણ સુદ ૨ સુધીમાં લાભ થાય તો તેટલી મુદતમાં વેચી નાંખવું. ત્યાર પછી વરસાદ સારો થાય અને તેવી સુગાળ થાય ઘી, તેલ, કારતક માસ સુધી મોઘુ રહે.

———o———

## દરેક માસની તીથીઓના ફળનો વિચાર

## કારતક માસ.

**કારતક સુદ ૧ ને બુધવારૂં વરસ બેસે તો**—બે માસ સુધી એરંડા સરસવ, ઘઉં, જુવાર બાજરી, રૂઉ, સોનું ચાંદી, ઘી, તેલ, ઝાલર અને પરવાળાં એટલી ચીજો માગશર માસ સુધી મંદી હોય, પછીના ત્રણ માસ એટલે ફાગણ માસ સુધી તેજી હોય, ત્યાર બાદ ચઇતર માસથી પાછી મંદી હોય.

**કારતક માસ પાંચ રવિવારો હોય તો**—માસ કઠણ જાણવો અને રોગ ચાલશે.

**કારતક માસ પાંચ સોમવારો હોય તો**—માસ સારો છે.

**કારતક માસ પાંચ મંગળવારો હોય તો**—માસ કઠણ છે ભય ઉપજે, કટક ચાલે, અને પ્રજાને કષ્ટ થાય.

**કારતક માસ પાંચ બુધવારો હોય તો**—માસ ભલો છે સંક્રાત્રી ફળ કઠણ છે, અનાજમાં તેજી થાશે, પૃથ્વી મધ્યે ડામાડોળ થશે. કટકચાલો થાય.

**કારતક માસ પાંચ ગુરૂવારો હોય તો**—માસ ભલો છે.

**કારતક માસ પાંચ સુકરવારો હોય તો**—માસ ભલો છે પણ રોગ ઘણા થશે.

**કારતક માસ પાંચ શનીવારો હોય તો**—માસ કઠણ છે કટક ચાલે, ડામાડોળ થાય, વિગ્રહ યુદ્ધ થાય, દેશભંગ થાય, રાજાપ્રજાને કીંચીંત રોગ થાય, કટક અને અગ્નીનો ભય હોય.

**કારતક સુદ ૧ ને બુધવારી હોય તો**—તે વરસમાં રસની ચીજોના ભાવ ઉંચા રહે અને તે વરસમાં મધ્યમ વરસાદ થાય

**કારતક સુદ ૧ ના દિવસે સુર્યમંડળ હોય તો**—તલ ને તેલ મોંઘા હોય, સંગ્રહ કરવાથી લાભ થાય.

**કારતક માસમાં કાંઇ ઉત્પાત થાય તો**—સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ હોય, વીજળી પડે, ભુમીકંપ થાય આકાશમાંથી પુછડીઓ તારો ખરે, ધુળ વરસે, વાદળા વિના વરસાદ થાય, સૂર્ય કે ચંદ્રને ફરતું કુંડાળું દેખાય, ઈંદ્ર ધનુષ્ય દેખાય, ગર્જના થાય કે ધુમકેતુ દેખાય એ વીગેરે બીજા કાંઇ ઉત્પાત થાય તો અનાજનો સંગ્રહ કરવો અને તે અનાજ પાંચમે મહીને વેચવાથી ઘણો લાભ થાય

**કારતક શુદ ૧ ને બુધવાર કે રવીવાર હોય તો**—વરસ કરવરૂ નીવડે

**કારતક શુદ ૧ ના વાદળા થાય તો**—તે વરસમાં વહેપાર સારો ચાલે નહીં

**કારતક શુદ ૧ ને બુધવાર અને કારતક શુદ ૫ ને રવીવાર હોય તો**—રૂઉનો બજાર વધે

**કારતક શુદ ૧ બુધવાર અને કારતક શુદ ૧૫ ને રવીવાર હોય તો**—રૂઉનો બજાર વધે.

**કારતક શુદ ૧ અને ફાગણ શુદ ૧** બુધ, રવી, શની કે મંગળવારી આવે તો **સરવે** જણસોના ભાવ વધે રૂઉ તથા તેલના ભાવ ઘણા વધે.

**કારતક માસમાં જો મેઘની ગર્જના થાય તો**—તે વરસમાં અનાજ મોંઘુ થાય પણ શીયાળું અનાજ સારૂ થાય. ખડ સસ્તા થાય.

**કારતક શુદ ૨ રવીવારી હોય તો**—વરસ નઠારૂં થાય.

**કારતક શુદ ૫ રવીવાર હોય તો**—અનાજનો સંગ્રહ કરવો. કારણકે અનાજના ભાવ વધશે, ધોળી વસ્તુઓના પણ ભાવ વધે

**કારતક શુદ ૫ ને કુરયોગ હોય તો**—ખડનો સંગ્રહ કરવો વરસાદ થોડો હોય ચોપગા પશુઓને દુઃખ થાય

**કારતક શુદ ૫ ને મુળ નક્ષત્ર આવે**—તે જેટલી ઘડી હોય તેથી બમણે રૂપીએ કળશી અનાજ વેચાય.

**કારતક સુદ ૫ શનીવારી હોય તો**—દુકાળ પડે.

**કારતક સુદ ૫ ને પોસ વદ ૦))**—એ બંને રવી, મંગળ, કે શનીવારી હોય તો **અનાજના** ભાવ ઘણા વધે.

**કારતક સુદ ૫ ને ફાગણ સુદ ૨ રવીવારી હોય તો**—વરસાદ ઘણો થાય, સોમવારી હોય તો—વરસ સારૂ થાય, મંગળવારી હોય તો—રસ—કસ મોંઘા થાય, ને વરસ સારૂ નહી બુધવારી હોય તો

વરસ સારૂ અનાજ સોંઘુ થાય, ગુરૂવારી હોય.તો વરસ સારૂ, અને અનાજ તથા રસ–કસ સોંઘા થાય. શુક્રવારી હોય તો વરસ ઘણું શ્રીકાર થાય, શનીવારી હોય તો અનાજના ભાવ મોંઘા થાય

**કારતક સુદ ૫ રવીવારી હોય તો**—અનાજ તથા ઘોલી વસ્તુ મોંઘી થાય સોમવારી હોય તો–અનાજ સસ્તુ થાય, ચારે દીશાએ નીપજે મંગળવારી હોય તો વરસાદ થાય, પણ અનાજ તથા રસ–કસ મોંઘા થાય. બુધવારી હોય તો વરશાદ થાય, પણ અનાજ મોંઘુ રહે દક્ષીણ દીશા તરફ વરસ નબળું જાણવું ગુરૂવારી હોય તો વરશાદ થાય અને સુગાળ હોય સુકરવારી હોય તો વરશાદ થાય અનાજ ચારે દીશાએ નીપજે પણ રોગ ઘણો થાય. શનીવારી હોય તો વરશાદ થાય પણ અનાજ ઘણું મોઘુ હોય.

**કારતક સુદ ૫ ને દનીયા નક્ષેત્ર મૂળ હોય અને મંગળવાર હોય તો**—અનાજ ઘણું મોંઘુ થાય, અને શનીવાર હોય તો વરસ ઘણું ખરાબ આવે.

**કારતક સુદ ૭ શનીવારી હોય તો**—અનાજનો નાશ થાય સફેદ વસ્તુના ભાવ વધે, સંગ્રહ કરનારને ત્રણ માશમાં લાભ થાય. રવીવારી હોય તો અનાજ મોંઘુ જુવાર ચોખા વીગેરે સફેદ અનાજ વધારે મોંઘુ થાય.

**કારતક સુદ ૯ ગુરૂવારી હોય તો**—ઘઉં, ચણા, ગોળ, મોંઘા થાય.

**કારતક સુદ ૧૩ મંગળવારી હોય તો**—રાતી વસ્તુ, ગોળ, ત્રાંબુ, અને હીરાઓ મોંઘા થાય અને અફીણમાં તેજી હોય.

**કારતક સુદ ૧૧ ના રોજ વીજળી થાય તો**—અશાડ માસમાં સારો વરસાદ થાય

**કારતક સુદ ૧૨ ને માગશર સુદ ૧૦ અને પોશ સુદ ૫** એ ત્રણ તીથીમાં કોઇપણ દીવસે રવીવાર હોય તો તે દીવસે યા માહસુદ ૭ ના દીવસે ગર્જના થાય તો ચોમાસામાં ચારે માસ સારો વરસાદ થાય.

**કારતક સુદ ૧૪ ૧૫ નો ક્ષય હોય તો**–દી. ૩ માં અફીણુનો બજાર મંદી થાય અને દી. ૨૫ માં ઘઉં, ચોખા, ઘી, વીગેરે ચીજોના ભાવ તેજી થાય રૂઉંમાં વધ–ઘટ થાય,

**કારતક સુદ ૧૫ શનીવારી હોય તો**—વરશ નબળુ જાણવું

**કારતક સુદ ૧૫ ને દીવસે**—પુનર્વસુ શ્રવણ, ધનેષ્ટા, સતભીષા, એ નક્ષેત્ર હોય તો–રસ–કસ અને ઘી, મોંઘા થાય

**કારતક સુદ ૧૫ ના દીવસે કે રાત્રે વાદળા થાય તો—** માસ પાંચ પીને ભાવ તેજી થાય

**કારતક સુદ ૧૫ નીર્મળી હોય તો સારી પણ વાદળામાં** ઉગે તો—ઘી અને અનાજનો શંગ્રહ કરવો તો તે પાંચ માસમાં લાભ આપે.

**કારતક સુદ ૧૫ ને અશ્વની નક્ષેત્ર હોય તો**—તે વરસમાં અનાજ મધ્યમ પાકશે, રોહણી નક્ષેત્ર હોય તો સઘળા પ્રાણીઓને દુઃખ થશે. અને ભરણી નક્ષેત્ર બે પહોર હોય તો-રૂ તથા કપાસ મોંઘા થાય અને ચાર પહોર હોય તો તે વરસમાં ભયંકર દુકાળ પડશે તથા અનેક પ્રકારના રોગ ઉત્પન થાશે. કૃતિકા નક્ષેત્ર હોય ને વાદળા વીજળી થાય તો વરસાદ થાય. પુનેમની ઘડી કરતાં કૃતીકા નક્ષેત્ર વધારે ઘડી હોય તો તેટલો વરસાદ વધારે થાય.

કારતક સુદ **૧૫ ની** મધ્ય રાત્રીએ **કૃતીકા નક્ષેત્ર જોવાની** રીત—ચંદ્રમાંથી—કૃતીકા નક્ષેત્ર દક્ષીણ દીશાએ હોયતો આવતું વરસ નબળું જાણવું, ઉતર તરફ હોય તો વરસ સારૂં જાણવું. ચંદ્રમાંથી મોઢા આગળ હોય તો વરસ બારઆની નીપજે ને તે વરસ મધ્યે તીડ આવે અને બીજા જાનવર આવે ને ખપેડી ખઇ જાય.

**કારમક વદ ૯ ગુરૂવારી હોય તો**—ઘઉં, ચણા, ગોળ, મોંઘા થાય.

**કારતક વદ ૧૦ શનીવારી હોય તો**—રોગ ચાલે.

**કારતક વદ ૧૩ રવીવારી હોય તો**—ઘઉં જવના ભાવ તેજી થાય.

**કારતક વદ ०)) શનીવારી હોય તો**—અનાજના ભાવ વધે

**કારતક વદ ०)) ને પોશ વદ ०)) રવીવારી હોય તો**— અનાજના ભાવ વધે.

**કારતક વદ ०)) શની, રવી કે મંગળવારી હોય તો**— અને સ્વાતી નક્ષેત્રને આયુષ્યમાન નામના યોગવાળી હોય તો—દેશ ઉપર દોઢ માસમાં દુઃખકારી પ્રસંગ આવે.

---

## માગસર માસ.

**માગસર માસ પાંચ રવીવારો હોય તો**—માસ કઠણ છે કાપડ, ચોપડ, ઘી, તેલ, વીગેરે મોંઘા થાય, અગ્નીનો ભય હોય. પાંચ સોમવારો માસ હોય તો—માસ ભલો છે આંખના રોગ થશે. ગુજરાત તથા દક્ષીણમાં વિગ્રહ થાય, સુતર, કપાસ મોંઘા થાય. પાંચ મંગળવારો માસ હોય તો—માસ કઠણ છે કાપડ, ઘી, તેલ, વીગેરે

ચોપડ, સુતર કપાસ મોંઘા થાય. પશ્ચિમે વિગ્રહ થશે. પાંચ બુધવારો માસ હોય તો—માસ કઠણ છે. કપાસ, અનાજ, ઘી, તેલ, ગોળ, ખાંડ વીગેરે રસકસ સસ્તા થાય. ધોળી વસ્તુ સોંઘી થાય. પાંચ ગુરૂવારો કે શુકરવારો માસ હોય તો—માસ ભલો, અનાજ રસકસ સસ્તા આગળ અનાજના ભાવ મોંઘા થશે. પાંચ શનીવારો માસ હોય તો માસ કઠણ છે. રોગ ચાલે સુતર કપાસ મોંઘા થાય.

**માગસર માસની અંજવાળી તીથી ઘટે તેનો વિચાર**

સુદ ૧—૬—૧૧ એ તીથી ઘટે અનાજ મોંઘુ કરે.

સુદ ૨—૭—૧૨ એ તીથી ઘટે તો મોટો સંગ્રામ યા લડાઈ થાય

સુદ ૩—૮—૧૩ એ તીથી ઘટે તો રોગ પેદા થાય.

સુદ ૪—૯—૧૪ એ તીથી ઘટે તો છત્રપતીનો નાશ થાય

સુદ ૫—૧૦—૧૫ એ તીથી ઘટે તો સરવે અનાજ મોંઘુ થાય. આ પ્રમાણે ફળ પાંચ માસ સુધી થાય.

માગશર, પોશ, ફાગણુ માસમાં શુદમાં તીથી ઘટે ને નક્ષેત્ર વધે તો—ઘઉં જવ, વીગેરેમાં બીજે માસે ઘણો લાભ થાય

**માગસર માસનું જેષ્ઠા અને મૂળ નક્ષેત્ર તપે તો—** અનાજ ઘણું નીપજે.

**માગસર સુદ ૧ બુધવારી હોય તો—**ધોળી વસ્તુઓ મોંઘી થાય.

**માગસર સુદ ૧ પુષ્પ નક્ષેત્રવાળી હોય તો—**પશુઓને દુઃખ હોય, માવઠું થાય.

**માગસર સુદ ૨ શનીવારી હોય—**અને દક્ષિણ દીશાનો વાયુ ચાલે તો તે વરસમાં લોકોને રોગાદિ કૃષ્ટ થાય.

**માગસર સુદ ૩ ને પુનવર્સુ કે આદ્રાનક્ષેત્ર હોય તો—** ધાન્ય સસ્તા થાય અને પ્રજાને સુખ હોય.

**માગસર સુદ ૪ મંગલવારી ને રેવતી નક્ષેત્ર સહિત હોય તો—**દરેક ગામમાં અગ્નીનો ભય થાય.

**માગસર સુદ ૫ ને મઘા આદિ પાંચ નક્ષેત્રવાળી હોય તો—**વરસાદ ન થાય. આગલું વર્ષ દુષ્કાળ હોય.

**માગસર માસથી તે ચઇતર માસ સુધી—સુદ ૬ રવીવારી આવે તો—**દુકાળ અથવા રાજાઓના છત્ર ભંગ થાય.

**માગસર સુદ ૭ ગુરૂવારી હોય તો—**ધોળા જણસો મોંઘી થાય.

માગસર સુદ ૭ ગાજે તો—તે વરસમાં વરસાદ સારો થાય

માગસર સુદ ૮ ના રોજે—વાદળાની ઘટા અને વીજળી થાય તો શ્રાવણ માસમાં સારો વરસાદ થાય.

માગસર સુદ ૯ ને ચીત્રા નક્ષેત્ર હોય તો—ધાન્યની તેજી થાય રેવતી નક્ષેત્રવાળી હોય તો દુર્ભીક્ષ કરે.

માગસર સુદ ૫ ગુરૂવારી હોય તો—પાંચ મહીના સુધી સુધી સુર્ભીક્ષ કરે.

માગસર સુદ ૯-૧૦-૧૧ જો સ્વાતી નક્ષેત્ર સહીત હોય તો—ધાન્યનો નાશ કરનારી ને કૃષ્ટ ઉપજાવનારી જાણવી.

માગસર સુદ ૧૦ ગાજે તો—તે વરસમાં વરસાદ સારો થાય.

માગસર સુદ ૧૦ મૂળ નક્ષેત્ર ને રવીવારી હોય તો તલ, તેલનો સંગ્રહ કરવો તે જેઠ વદમાં લાભ આપે, શનીવારી હોય તો પ્રજાનો નાશ થાય.

માગસર સુદ ૧૫ નીરમળી ભલી-પણ વાદળા હોય તો—અનાજનો સંગ્રહ કરવો તો પાંચમે મહીને લાભ થાય

માગસર માસ અને તે પછીના સઘળા માસના શુદ પક્ષમાં તીથીનો ક્ષય હોય તો—તે વર્ષમાં છત્ર ભંગ થાય અને પ્રજાને પીડા થાય ને દુકાળ પડે.

માગસર વદમાં તીથી વધે તો—તે વરસમા રાજાઓનું યુદ્ધ થશે અને પ્રજાને પીડા થાય

માગસર વદ ૪ ને મઘાનક્ષેત્ર હોય—અને વાદળા ચડી આવે અથવા છાંટા પડે તો તે પછી આવતા અસાડ માસમાં વરસાદ થશે. ખડ સસ્તા થાય એમ જાણવું પણ અસાડ માસ સુધી અનાજ મોંઘુ વેચાશે

માગસર વદ ૪ ને અસલેખા નક્ષેત્ર હોય, વદ ૫ ને મઘા નક્ષેત્ર હોય-વદ ૬ ને પુર્વાફાલ્ગુની નક્ષેત્ર હોય તો—અસાડ સુદમાં ત્રણ દીવસ સુધી ઘણો વરસાદ થશે.

માગસર વદ ૭ ને શુકરવાર હોય તો—રૂઉ, ઘી, અને ધોળી વસ્તુ સોંઘી થાય.

માગસર વદ ૭ કે વદ ૯ ના દીવસે ઘસાન દીસા મેઘના વાદળાથી ઢંકાયેલી હોય તો—તે વરસમાં થોડો વરસાદ થશે.

**માગસર વદ ૮ મેં વરસાદ થાય તો**—શ્રાવણ વદ ૮ મેં **વરસાદ થાય.**

**માગસર વદ ૮ ના દીવસે—ચીત્રા અથવા સ્વાતિ નક્ષેત્ર હોય તો**—તે વખતે આકાશ વાદળાથી ઢંકાએલું રહે તો આવતા અસાડ માસના સ્વાતી ચીત્રા દનીયા નક્ષેત્રને દીવસે ઘણો વરસાદ થશે. અને પૃથ્વીમાં અનાજ ઘણું નીપજશે અને પ્રજાને આનંદ થાશે.

**માગસર વદ ૮ કે ૯ ના દીવશે ચીત્રાનક્ષેત્ર હોય તો**—આવતા અશાડ માશમાં દરરોજ વૃષ્ટી થશે.

**માગસર વદ ૧૧ ને બુધવાર હોય તો**—રૂ, સુતર ને કાપડ મોંઘુ થાય

**માગસર વદ ૧૪ સ્વાતિ નક્ષેત્રવાળો હોય તો**—શ્રાવણ માસમાં વરશાદ ન થાય

**માગસર વદ ૧૪ અથવા વદ ૦)) ના દીવસે સુર્ય વાદળાથી ઢંકાએલો હોય તો**—તે વરસમાં અનાજ મોંઘુ વેચાશે.

**માગસર વદ ૦)) ને શનીવાર હોય તો**—ટીડ આવે રવીવાર હોય તો કુતી આવે મંગળવાર હોય તો ઉંદર આવે.

**માગસર વદ ૧૨ ૧૩ ૧૪ ૦))** ના દીવસે મઘા નક્ષેત્ર હોય ને સંધ્યકાળે મેઘના બીંદુ પડે તો અસાદ સુદમાં વરસાદ થાય.

———o———

## પોશ માસ.

**પોસમાસ પાંચ રવીવારો હોય તો**—તે માસ કઠણ છે. ભયકારી છે અનાજ ભાવ મોંઘા થાય રસકસ મોંઘા થાય પાંચ સોમવારો માસ હોય તો—માસ ભલો છે રોગ ઘણા, કોઇ દેશમાં હીમ પડે, પાંચ મંગળવારો માસ હોય તો—માસ કઠણ છે અનાજના ભાવ સાધારણ રહે. પાંચ બુધવારો માસ હોય તો—વેપારીઓનો મહીનો છે અનાજ તથા રસ, કસ, સોંઘા. પાંચ ગુરૂવારો માસ હોય તો—માસ ભલો છે. ધોળી વસ્તુ, કપાસ, રસ ભાવ મોંઘા થાય, પાંચ શુકરવારો માસ હોય તો—રાજાપ્રજા સુખી, અનાજ ભાવ સોંઘા ઘઉં, ચણા, જવમાં હીમ જેવું જણાય પાંચ શનીવારો માસ હોય તો— માસ કઠણ છે, ઘી, ખાંડ, રૂ, કપાસ, નાળીએરના ભાવ વધશે.

પોશમાસમાં કોઇપણ દીવસે—વીજળી કે વાદળાથી ભભકતું ઇંદ્ર ધનુષ્ય, વીજળી કે કાઇપણ ઉત્પાત નજરે ન પડે તો—વરસાદના દીવસમાં તે વરસમાં વૃષ્ટી થાય નહીં

પોશ સુદ ૧ ને મંગળવાર હોય તો—ધોળી વસ્તુઓ સોંઘી થાય.

પોશ સુદ ૪ શનીવારી હોય તો–ત્રણ મહીના અસ્વસ્થતા રહે

પોશ સુદ ૪ ને દીવસે જો વીજળી થાય તો—તેનું ૪૭ વરસ ઘણું સારૂં થશે

પોશ સુદ ૫ ને દીવસે ઘણી ટાઢ અને બરફ પડે તો–તે વરસમાં વરસાદના દીવસમાં ઘણી વૃષ્ટી થશે.

પોશ સુદ ૭ સોમવારી હોય તો—આદ્રાનો સૂર્ય ન આવે ત્યાં સુધી અનાજ સંગ્રહવું લાભકારી છે ભેંસો રોગથી મરે.

પોશ સુદ ૭ ના દીવસે મેઘથી વાદળ ઢંકાયેલું હોય તો—શ્રાવણ સુદ ૭ ના દીવસે સારી વૃષ્ટિ થશે.

પોશ સુદ ૭ ને દાવસે રેવતી નક્ષત્ર હોય—પોશ સુદ ૮ ને દીવસે અશ્વની નક્ષત્ર હોય ને પોશ સુદ ૯ ને દીવસે ભરણી નક્ષત્ર હોય એ ત્રણે દીવસે વીજળીથી ચળકતા વાદળાં જોવામાં આવે તો વરસાદની રૂતુમાં વરસાદ ઘણો થશે.

પોશ સુદ ૮ કે સુદ ૯ જો રેવતી નક્ષત્રવાળી હોય તો–અનાજનો સંગ્રહ કરવો નહીં, કારણકે તે વરસમાં ધાન્યની નીપજ સારી થશે.

પોશ સુદ ૮ ને સોમવાર હોય તો—મરકી આદી રોગોની ઉત્પતિ થાય.

પોશ સુદ ૯ શનીવારી હોય તો—તે વરસ ઘણું લાભકારી થાય.

પોશ સુદ ૯ કે સુદ ૧૩ ના દીવસે પૂર્વ દીશામાં મેઘ ગર્જે તો—અનાજ બહુ મોંઘુ હોય. પશ્ચિમ દેશમાં અનાજ ન થાય.

પોશ સુદ ૧૧ કૃતિકા નક્ષેત્રવાળી હોય તો—લાલ વસ્તુમાં લાભ હોય અને પહેલા વરસાદ સુધી અનાજથી લાભ થાય.

પોસ સુદ ૧૧ ને દીવસે રોહણી નક્ષેત્ર હોય તો—તે દીવસે વરસાદના છાંટા પડે તો વરસાદ રૂતુમાં વરસાદ થશે પણ અનાજ મોઘું વેચાશે.

પોસ સુદ ૧૨ સુર્યના તાપરહીત હોય તો—તે વરસમાં ઘાસ ન થાય અને તેથી પશુઓના નાશ થાંય છે.

પોસ સુદ ૧૩ શની કે મંગળવારી હોય તો—ઘઉં અને ઘીનો સંગ્રહ કરવો

**પોસ સુદ ૧૩ શની સુકર કે મંગળવારી હોય ને**—તે દીવસે વરસાદના છાંટા થાય તો ઘઉં સંગ્રહવા લાભકારી છે.

**પોસુ સુદ ૧૫ ના વાદળા થાય તો**—વાદળા પ્રમાણમાં હીમ પડે.

**પોસુ સુદ ૧૫ ને પુષ્પ નક્ષેત્ર હોય તો**—પોસ વદ ૧ થી વદ ૦)) સુધી રૂઇના ભાવ વધે.

**પોશ સુદ ૧૫ ના વાદળા થાય તો**—ફાગણુ સુદ ૧૫ ની અંદર રૂઇના ટકા ૨૦) ઘટે અને વાદળા ન થાય તો રૂઇનો બજાર વધે.

**પોસ સુદ ૧૫ અથવા પોસ વદ ૨ ના દીવસે**—જો વીજળી જોવામા આવે અગર આકાશ મેઘથી છવાએલું નજરે પડે તો તે વરસમાં અનાજ પાકશે.

**પોસ સુદ ૧૫ ના દીવસે-સોમવાર ને ભરણી નક્ષેત્ર હોય તો**—અને ઉતર દીસામાં વીજળી થતી હોય અને આકાશ મેઘથી ઢંકાએલું જણાય તો તે વરસમાં વૃષ્ટી થશે.

**પોસસુદ ૧૫ ને શનીવાર ને પોસ વદ ૨ ને રવીવાર હોય તો**—અસાડ સુદમાં વરસાદ ઘણો થાય અને સરવે અનાજની નીપજ થાય

**પોસ સુદ ૧૫ ત્રણ ઘડી ઓછી હોય તો**—વરસાદ ઉત્તમ થાય.

**પોસ સુદ ૧૫ ને રવીવાર હોય ને ગાજે તો**—ચારે માસ વરસાદ સારો થાય

**પોસ સુદ ૧૫ જેટલી ઘડી હોય**-તેટલા શેરનું અનાજ થાય

**પોસ સુદ ૧૫ ના વાદળા સારા**—ધુળ ઉડે કેઃધુમરી ને વરસાદ હોય તો સુગાળ, પરવાળા, તાંબુ, રૂપું, સોનું કુંકુંમ સંગ્રહવું લાભકારી થાય પુષ્પ નક્ષેત્રવાળી હોય તો અનાજનો બજાર વધે.

**પોસ વદ ૧ રોહણી નક્ષેત્રવાળી હોય તો**—સાત મહીના સુધી અનાજમાં લાભ મળે.

**પોસ વદ ૪ ગુરૂવારી ઃહોય તો**—મગ, મઠ, બાજરો ને અડદ સોંઘા થાય

**પોસ વદ ૫ શનીવારી હોય તો**—ચણા, ઘઉં, ગોળ, સોંઘા જાણવા.

**પોસ વદ ૫ ને દીવસે મંગળવાર હોય તે દીવસે વરસાદના છાંટા થાય તો**—તે વરસમાં અનાજ ઘણું પાકસે પણ આયોગથી અળશી, ધી, મજીઠ એ ચીજો મોંઘી થાય.

**પોસ વદ ૭ ની મધ્ય રાત્રીએ મેઘ ગર્જના કરી વરસે તો**—તે વરસમાં ઉત્તમ વૃષ્ટી થશે.

**પોસ વદ ૭ મેં વીજળી થાય તો**—શ્રાવણ સુદ ૧૫ મેં નિશ્ચે વરસાદ થાય.

**પોસ વદ ૭ ને સ્વાતી નક્ષેત્ર હોય તો**—વરસાદ ઘણો ઉત્તમ થાય.

**પોસ વદ ૮ ના વાદળા થાય તો**—સર્વ દેશમાં સુકાળ જાણવો.

**પોસ વદ ૮ ની અડધી રાત્રીએ મેઘ ગર્જે તો**—ચોમાસામાં વરસાદ બહુ સારો થાય.

**પોસ વદ ૯ ને ૧૧ એ બે તીથીએ પુર્વ દીશામાં ગાજે તો**—અનાજ મોંઘુ થાય.

**પોસ વદ ૧૦ મેં વરસાદ થાય તો**— શ્રાવણ વદી ૧૦ મેં વરસાદ થાય.

**પોસ વદ ૧૦ મેં વીજળી થાય તો**—શ્રાવણ સુદ ૧૫ મે નિશ્ચે વરસાદ થાય

**પોસ વદ ૧૩ શની શુકર કે મંગળવારી હોય તો**—ધી, ધઉંનો સંગ્રહ કરવો.

**પોસ વદ ૧૩–૧૪ જળ વીનાના ફીકા વાદળા થાય તો** શ્રાવણ સુદ ૧૫ કે વદ ૦)) નો વરસાદ થાય.

**પોસ વદ ૧૩ ૧૪ ૦)) ના દીવસે વરસાદનો ગર્ભ રહેલો હોય તો**—તેથી શ્રાવણ સુદ ૧૫ ના દીવસે વરસાદ થશે અને તે વરસ સુગાળ થશે. અને કોઇપણ પ્રકારનો રોગ થશે નહીં.

**પોસ વદ ૦)) ને પુર્વા ષાઢા કે જેષ્ઠા નક્ષેત્ર હોય ને**—શની, મંગળ, કે રવીવાર હોય તો આગલુ વરસ ખરાબ હોય અનાજથી લાભ મળે.

**પોસ વદ ૦)) રવી, મંગળ, કે શનીવારી હોય તો**—અનાજ મોંઘુ થાય.

**પોસ વદ ૦)) રવીવારી હોય તો**—કપાસ, ધી, તેલ ને ધોળી વસ્તુઓ મોંઘી થાય અનાજના ભાવ ઘણા વધે અનર્થ થાય.

**પોસ વદ ०)) મંગરવારી હોય તો**—દુકાળ જાણવો.

**પોસ વદ ०)) નું મોહરમ પરબ આવે તો**—માહ સુદ ૧ થી અનાજના ભાવ મંદા રહે.

**પોસ વદ ०)) સોમ બુધ કે સુકરવારી હોય તો**—આનંદકારી વરસ હોય.

**પોસ વદ ०)) ને મૂળ નક્ષેત્ર હોય તો**—વરસાદ સારો થાય અનાજને ઘાસ સોંઘુ થાય.

**પોસ વદ ०)) ને દનીયા નક્ષેત્ર જેષ્ટા હોય તો**—તે વરસમાં અનાજને ઘાસ મોંઘુ વેચાસે.

**પોસ માસમાં મૂળ નક્ષેત્રમાં વરસાદ ન હોય માહ માસમાં હીમ ન પડયું હોય**—ને જેઠ માસમાં સૂર્ય સંક્રાતીના દીવસે વરસાદ ન હોય તેમ આદ્રા નક્ષેત્ર બેસતી વખતે વરસાદના છાંટા ન થાય તો જાણવું કે વખત નઠારો આવસે.

---

## માહ માસ.

**માહ માસ પાંચ રવીવારો હોય તો**—માસ કઠણ છે. કાપડ, ઘી, તેલ વીગેરે ચોપડ તથા અનાજ મોંઘા થાય- વાદળા વરસાદ માવઠા જેવું છે **પાંચ સોમવારો માસ હોય તો**—માસ ભલો છે—અનાજ સોંઘા થાય. **પાંચ મંગળવારો માસ હોય તો**—માસ કઠણ છે રોગનો અગ્નીનો ભય છે વીગ્રહ યુદ્ધ થાય **પાંચ બુધવારો માસ હોય તો**—માસ સારો છે. પશ્ચિમે કલેશ, વિગ્રહ અને ગુજરાતમાં ભય હોય તો પણ જાય **પાંચ ગુરૂવારો માસ હોય તો**—માસ સારો છે રાજા પ્રજા સુખી, રૂઇની ગરાગી જાગે ધોળી ચીજો તથા નાળીએર મોંઘા થાય **પાંચ શુકરવારો માસ હોય તો**—માસ સારો પીળી વસ્તુ મોઘી જણસભાવની ગરાગી જાગશે. **પાંચ શનીવારો માસ હોય તો**—માસ કઠણ છે. રસ કસ મોંઘા થાય પશ્ચિમે દેશ મોટો વિગ્રહ હોય. રાજાઓને પીડા થાય.

**માહ સુદ ૧ બુધવારી હોય તો**—અનાજમાં ત્રણ મહીના તેજીના હોય આગલું વરસ ખરાબ હોય.

**માહ સુદ ૧ શનીવારી હોય તો**—સુભકારી સર્વ ઠેકાણે અનાજની પ્રાપ્તી થાય. **માહ સુદ ૧ ના દીવસે વાયુ ઘણો થાય**—અથવા વાદળા ચડી ન આવ્યા હોય તો તે વરસમાં તેલ વીગેરે પદાર્થો ઘણા મોંઘા થાય.

**માહ અથવા ફાગણ માસની સુદ ૧ ૨ ૩ ના દીવસે શની મંગળ વક્રગતીના થતા હોય તો**—સઘળું અનાજ સંગ્રહવું ત્યાર પછી પંદર દીવસે વેચવાથી ઘણો લાભ થાય.

**માહ સુદ ૧ રવીવારી હોય તો**—અનાજ ઘણું આકરૂં થાય

**માહ સુદ ૧ મેં વાયુ તથા વાદળા થાય તો**—ઘી તેલ સરસવ નિશ્ચે મોંઘા થાય.

**માહ સુદ ૧ વાયુવાળી હોય તો**—વરસાદ વરસે નહીં.

**માહ સુદ ૧ મંગળવારી ચઈતર સુદ ૧ રવીવારી શ્રાવણ સુદ ૧ શનીવારી હોય તો**—તે વરસ નિશ્ચે દુકાળ પડે આ પ્રમાણે બે તીથીવાર આવે તો દશઆની નબળું વરસ થાય એકજ તીથી વાર આવે તો પાંચ આની નબળું વરસ થાય.

**માહ માસની નીચે પ્રમાણે તીથીઓએ**—વાદળા પૂર્વ પશ્ચિમના ચાલે તો તે તીથી સામે જણાવેલ નક્ષેત્રના ચોમાસા ચાર દીવસ વરસાદ થાય નહી.

| | |
|---|---|
| સુદ ૧—૨—૩—૪ રોહણી | વદી. ૨—૩-૪—૫ પુષ્પ |
| સુદ ૫—૬—૭—૮ મૃગસર | વદી. ૬—૭—૮—૯ અશ્લેખા |
| સુદ ૯-૧૦-૧૧-૧૨ આદ્રા | વદી. ૧૦—૧૧ ૧૨—૧૩ મઘા |
| સુદ ૧૩-૧૪-૧૫-૧પુનર્વસુ | વદી. ૧૪—૦)) પૂર્વા ફાલ્ગુની |

ઉપરની તીથીઓના દીવસે વાદળા ઉતર-દક્ષિણ ચાલે અગર વાદળા ન થાય તો વરસાદ થાય નહીં. દરેક તીથીના ચાર દીવસ નક્ષેત્રના ચોમાસાના અનુક્રમે જાણવા

**માહ સુદ ૧ ને સુદ ૭ ના વાદળા થાય તો**—આવતું વરસ શ્રીકાર ને વાદળા ન થાય તો—વરસ નબળું જાણવું.

**માહ સુદી ૨ ના દાવશે વાદળા વીજળી થાય તો**—ફાગણ સુદ ૨ પછી અનાજ મોંઘું થાય

**માહ સુદ ૨ ને સુકરવાર અને સુદ ૩ ને શનીવાર હોય તો**—રાજાઓની લડાઇથી પૃથ્વી આકુળ વ્યાકુળ થશે.

**માહ સુદ ૨ કે સુદ ૩ ના દીવસે ગુરૂવાર હોય તો**—પૃથ્વી અનાજથી ભરાયેલી રહે. અને રાજા-પ્રજા સુખી આનંદમાં રહે

**માહ સુદ ૨ ના દીવસે આકાશ મેઘથી ઢંકાએલું હોય તો**—પૃથ્વીપર અનાજ ઘણું પાકશે.

**માહ સુદ ૩ ના દીવસે**—છાંટા પડયા વીના વરસાદની ગર્જના થાય તો તે વરસમાં ઘઉં જવનો સંગ્રહ કરવો અને તે વેચવાથી લાભ થશે,

માહ સુદ ૩ ના વાદળા થાય તો—ઘઉં અને ધોળી વસ્તુ મોંઘી થાય.

માહ સુદ ૩ ના દીવસે વાદળા વીજળી હોય તો—ચઇતર સુદ ૨ થી ઘઉં જવ અને ધોળી વસ્તુ મોંઘી થાય.

માહ સુદ ૩–૪ ના વાદળા થાય તો—ગોળ મોંઘા થાય

માહ સુદ ૪ ને દીવસે વરસાદ થાય તો—તેથી નાળીએર ઘણા પાકશે.

માહ સુદ ૪ શનીવારી હોય તો—દુર્ભીક્ષ અનાજનો નાશ અને અગ્નીનો ભય થાય.

માહ સુદ ૪ ને દીવશે વાદળે વરસાદ થાય તો—વઇશાખ સુદ ૨ થી પાન ને નાળીએર મોંઘા થાય

માહ સુદ ૪ ના દીવસે વાદળા થાય તો—વઇશાખ સુદ ૨ પછી કાપડ ને નાળીએર મોંઘા થાય

માહ સુદ ૫ ને દીવશે છાંટા થયા વીના વરસાદના વાદળાં ચડી આવે તો—ભાદરવા માસમા થોડી વૃષ્ટી થશે.

માહ સુદ ૫ ના વાદળા થાય તો—ફાગણ માસમાં રૂઉમાં મંદી થાય અને ભાદરવો માસ કોરો જાય.

માહ સુદ ૫ ના રોજ મંગળ શની કે રવીવાર હોય તો—અનાજના ભાવ સવાયા થાય

માહ સુદ ૫ બુધવારી હોય તો—વરસ શ્રીકાર થાય ને જો સોમ, સુકર, કે ગુરૂવારી હોય તો તે વરસમાં અનાજના ભાવ મંદ થાય.

માહ સુદ ૬ ના વાદળા થાય તો—કપાસના ભાવ ઘટે અને વાદળા ન થાય તો—રૂઉ કપાસ, કાલાના ભાવ વધે.

માહ સુદ ૬ ના દીવસે વાદળા બેવડીયા શારે કોરે થાય તો—રૂઉ, કાલા, કપાસ, એક માસ સુધી તેજી રહીને પછી ભાવ ઘટી જાય ને જો વાદળા છુટા થાય તો પીઠ થોડી ઘટે અને જો વાદળા વીજળી વરસાદ થાય તો રૂઉની પીઠ વધારે ઘટે

માહ સુદ ૫–૬–૭ ના વાદળા થાય તો—રૂઉના ભાવ ફાગણ સુદ ૧૫ થી ઘટે ને વાદળા ન થાય તો ફાગણ વદ ૧ થી વધે

માહ સુદ ૬ ના વાદળા થાય તો—ચઇતર માસમાં રૂઉની મંદી થાય રૂઉના ભાવ ઘટી જાય અને નીરમળી હોય તો રૂઉના ભાવ તેજી થાય

**આહુ સુદ ૬ ના વાદળા વીજળી ને વરસાદ થાય તો—** રૂઉના ભાવ વધે પણુ ગાજે તો રૂઉનાં ભાવ સોંઘા થાય ને ગાજે નહીં તો કપાસના ભાવ મોંઘા થાય

**આહુ સુદ ૬ ને સોમવાર હોય તો**—તેલ, ઘી, મોંઘા થાય

**આહુ સુદ ૬ શનીવારી હોય તો**—અસાડ વદમાં વરસાદ થાય

**આહુ સુદ ૬ ના દીવસે**—ફકત ગાજ વીજ થાય તો રૂઉ મોંઘુ થાય.

**આહુ સુદ ૬ ના દીવસે**—વાદળા વિના આકાશ સ્વચ્છ હોય અને દસે દીશા પણુ સ્વચ્છ માલુમ પડે તો રૂઉનો સંગ્રહ કરવો તો બીજે વરસે ઘણોજ લાભ થાય.

**આહુ સુદ ૭ બુધવારી હોય તો**—દુકાળ પડે.

**આહુ સુદી તથા વદી ૭-૮ શની, રવી, સોમ, કે મંગળવારી આવે તો**—અનાજ અને ઘાસ મોંઘુ થાય

**આહા સુદી ૭ ના વાદળા થાય તો**—વઇશાખ માસમાં રૂઉનું મંદુ થાય ને વાદળા ન થાય તો વરસ કરવરૂ થાય.

**આહુ સુદ ૭ નીરમળી હોય તો**—સારી નહી વરસાદ ન થાય ને નીરમળી હોય તો અસાડ માસમાં વરસાદ ઘણો થાય

**આહુ સુદ ૭ ને સોમવાર હોય તો**—કાળ પડે ને રાજા લડે અને રોહણી નક્ષેત્ર વાળી હોય તો રાજાઓમાં યુદ્ધ, પ્રજામાં રોગ ને ઉત્તમ વરસાદ હોય ભરણી નક્ષેત્રવાળી હોય તો લોકોમાં રોગનો નાશ અને પૃથ્વી અનાજથી સંપૂર્ણ હોય.

**આહુ, ફાગણુ અઇતર વઇશાખ એ માસની સુદ ૭ ના દીવસે સ્વાતી નક્ષેત્ર આવે તો**—તેથી સારૂ ફળ થશે.

**આહુ સુદ ૭ ના દીવસે**—આકાશ વાદળાથી છવાએલું હોય અને ઉત્તર કે પુર્વ દીશાનો પવન આવતો હોય તો અને પશ્ચિમ દીશા તરફથી વીજળી ચમકતી હોય તો અને ઘણી ટાઢ પડતી હોય તો તે વરસમાં સુગાળ થાશે.

**આહુ સુદ ૮ ના રોજ સુર્ય કે ચંદ્ર નીર્મળ હોય તો—** શ્રાવણુ માસ કોરો જાય

**આહુ સુદ ૮ ગુરૂવારી હોય ને પ્રભાતમાં વરસાદ થાય તો**—એક વરસ સુધી વરસાદ થાય નહીં.

**આહુ સુદ ૮ શનીવારી હોય તો**—ચારે માસમાં સારો વરસાદ થાય,

**માહ સુદ ૮ ને કૃતીકા નક્ષત્ર હોય તો**—**શ્રાવણ માસમાં અનાજ મોંઘુ થાય સુય ઝાંખો રહે તો શ્રાવણ માસ કોરો જાય** ફાગણ માસમાં રોગની ઉત્પતિ થાય ને કાથાવર્ણી વસ્તુ **મોંઘી થાય**

**માહ સુદ ૯ નીરમળી ને વાદળા ન થાય તો**—**અસાડ કોરો** જાય ભાદરવા માસમાં ઘણો વરસાદ થાય

**માહ સુદ ૯ ના રોજ ચંદ્રમાની પાસે વાદળા હોય તો**— આસો માસ પણ કોરો જાય

માહ સુદ ૯ ના રોજ સુર્ય કે ચંદ્રને કુડાળુ હોય તો— તે વરસ ઘણું પીડાકારી થાય

માહ સુદ ૯ રવીવારી હોય ને કરાઓનો **ઉપદ્રવ થાય તો**—ખરેખર ધાતુના ભાવ વધે તેમા શની કે મંગળવારી હોય તો ધાતુના ભાવ ઘણા વધે.

**માહ સુદ ૯-૧૦-૧૧ ના દીવસે વીજળીના ચમકારા સાથે પવન વાયતો હોય તો**—તેથી વરસમાં ઘણો વરસાદ **થશે** આ યોગમાંથી કોઇપણ યોગ માહ માસમાં જોવામાં ન આવે તો ઘઉ ડાંગર ને મગ સંગ્રહવા અને તે ભાદરવા માસમાં મોંઘા થશે.

**માહ સુદ ૧૦ મંગળવારી હોય તો**—ફાગણ માસમાં બાળકોને નુકશાન થાય

**માહ સુદ ૧૨ શનીવારી હોય તો**—તેલ આદિ વસ્તુના ભાવ વધે

**માહ સુદ ૧૫ ના વાદળા થાય તો**—તલને અનાજ સંગ્રહી સાતમે મહીને વેચવાથી લાભ થાય રૂઉમાં દોઢ માસ મંદી રહે ગોળના ભાવ બાર માસ તેજી રહે ભાદરવા માસમાં ઘીના ભાવ વધે નહીંતો પોષ માસમાં વધે વરસાદ ઘણો મોડો વરસે રસ-કસ મોંઘા અને વાદળા ન થાય તો રૂઉ તથા કાલામાં તેજી થાય.

**માહ સુદ ૧૫ ની રાત્રે વરસાદ થાય તો**—અસાડ માસના દીવસ પંદર કોરા જાય

**માહ સુદ ૧૫ નો ચંદ્રમા વાદળામાં ઉગે કે આથમતો દેખાય તો**—અનાજ તથા રસ-કસનો સંગ્રહ કરવો તે તુરતજ લાભ આપે.

**માહ સુદ ૧૫ નો ચંદ્ર ચારે પહોર નીરમળો હોય તો**—ઘી, ગોળ, ચોખા, ને સોપારી આઠ માસ સુધી મોંઘા રહે.

**માહ સુદ ૧૫ ની રાત્રે પહેલા પહોરે વાદળા થાય તો**—અસાડ કોરો જાય બીજા પહોરે વાદળા થાય તો– શ્રાવણ કોરો ત્રીજા પહોરે વાદળા થાય તો–ભાદરવો કોરો અને ચોથા પહોરે વાદળા થાય તો–આસો માસ વરસાદ વીના કોરો જાય

**માહ વદ ૧–૨–૩ એ તીથીમાં કોઇ તીથીનો ક્ષય હોય તો**—અનાજનો સંગ્રહ કરવો વહેપારીઓને લાભકારી થાય.

**માહ વદ ૨–૩ ને ગુરૂવાર હોય ને વરસાદ થાય તો**–પૃથ્વી પર સર્વ જગ્યાએ સુખ વધે.

**માહ વદ ૧ વરસાદ ને વીજળીવાળી હોય તો**—અનાજ ભાવ ઘણા વધે.

**માહ વદ ૪ વાદળા અને છાંટાવાળી હોય તો**—નાળીયેર ઘણાં મોંઘા થાય.

**માહ વદ ૫–૬–૭–સુકર, શની, ને સોમવારી હોય તો**–અનાજ સસ્તુ થાય શ્રાવણ અને ભાદરવા માસમાં વરસાદ બહુ વરસે ખેતી બહુ નીપજે આ યોગ ન હોય તો ભાદરવા માસમાં ઘઉં મગ, અને અન્ન મોંઘા થાય.

**માહ વદ ૫–૬–૭ સુકર, શની, ને રવીવારી હોય તો**—તે વરસમાં પૃથ્વીમાં રાજાઓનું યુદ્ધ થાય.

**માહ વદ ૬ ના રોજે છાંટા થાય અને દીસાઓ વાદળ વીનાની ને નીર્મળ હોય તો**—કપાસનો સંગ્રહ કરવો ઘણો લાભકારી છે.

**માહ વદ ૭ ને સોમવારી હોય તો**—ચોમાસામાં સારો વરસાદ થાય રાજાઓમાં લડાઇ થાય

**માહ વદ ૮ ને સુકરવાર હોય તો**—મગ, મઠ, બાજરો મોંઘો જાણવો.

**માહ વદ ૭ ના વાદળા ન થાય તો**—ફાગણ સુદ ૧ થી સુદ ૧૫ સુધી રૂનો ભાવ તેજી થાય.

**માહ વદ ૯ ના વાદળા ન થાય તો**—ફાગણ વદી ૧ ફાગણ વદી ૦)) સુધી રૂનો ભાવ તેજી થાય

**માહ વદ ૯ ને ચીત્રા નક્ષેત્ર હોય તો**—અનાજ મોંઘું થાય. જીવાંત વધે

**માહ વદ ૧૦ ના વાદળા ન થાય તો**—ચઇતર સુદ ૧ થી ચઇતર સુદ ૧૫ સુધી રૂમાં તેજી થાય

**માહ વદ ૧૦ ને રવીવાર હોયતો**—ઘઉં, ચણા, મોંઘા જાણવા

**માહ વદ ૧૧ ના વાદળા ન થાય તો**—ચઇત્તર વદ ૧ થી વદ ૦)) સુધી રૂની ભાવ તેજી થાય

**માહ વદ ૧૨ ના વાદળા ન થાય તો**—વઇશાખ સુદ ૧ થી વઇશાખ સુદ ૧૫ સુધી રૂનો ભાવ તેજી થાય

**માહ વદ ૧૩ ના વાદળા ન થાય તો**—વઇશાખ વદ ૧થી વદ ૦)) સુધી રૂનો ભાવ તેજી થાય

**માહ વદ ૧૩ ના દીવસેજો હીમ પડે તો**—પૃથ્વીપર અનાજ ઘણું પાકશે

**માહ વદ ૧૩ ના દીવસે મેઘથી આકાશ ઢંકાએલું હોય તો**—ડાંગર મોંઘી થાય અને ભાદરવા માસમાં વરસાદ થશે.

**માહ વદ ૧૪ ના વાદળા ન થાય તો**—જેઠ સુદ ૧ થી જેઠ સુદ ૧૫ સુધી રૂનો ભાવ તેજી થાય.

**માહ વદ ૧૩ ૧૪ ૦)) ના ત્રણ દીવસોમાં રૂના ભાવ ઘટે તો**—લેવું તો ફાગણ સુદમાં રૂના ભાવ વધે રસ કસના ભાવ પણ વધે.

**માહ વદ ૦)) ના વાદળા ન થાય તો**—જેઠ વદ ૧ થી વદ ૦)) સુધી રૂનો ભાવ તેજી થાય

**માહ વદ ૧૪ ને રવીવાર હોય તો**—મહામારી થાય

**માહ વદ ૦)) ના દીવસે આડે દીસાનો વાયુ થાય તો**—અસાડ માસમાં સારો વરસાદ થાય ને ફક્ત વાદળા થાય તો ભાદરવા સુદ ૧ થી લીલા લહેર વરતાય

---

## ફાગણ માસ.

ફાગણમાસ **પાંચ રવીવારો હોય તો**—માસ કઠણ છે રૂની ગરાગી જાગશે વેપારી અને ખેડુતને લાભકારી ઘાસ પાણીનો સુગાળ થાય **પાંચ સોમવારો માસ હોય તો**— વરસ વખતા વખતી છે. ખેડુતને લાભકારી માસ છે **પાંચ મંગળવારો માસ હોય તો** - માસ કઠણ છે તેલ, સાકર મોંઘા વરસ વેપારી અનાજના ભાવ વધશે**પાંચ બુધવારો માસ**—ભલો છે **પાંચ ગુરૂવારો માસ** સુગાળકારી છે **પાંચ સુકરવારો માસ**—ઉત્તમ છે **પાંચ શનીવારો માસ** કઠણ છે લડાઇઓ અને ઉત્પાત થાય ઘાસ પાણીનો સુગાળ વરસ મધ્યમ અનાજ મોંઘુ થાય

ફાગણ સુદ ૧ બે હોય તો—સારૂ ૪ળ થાય

ફાગણ સુદ મધે વરસાદ થાય તો—રૂઉના ભાવ એક માસ તેજી થાય.

ફાગણ સુદ ૨ ને મંગળવાર હોય તો—રૂઉ, સુતર, કાપડ મોંઘા થાય ધોળી વસ્તુઓ મોંઘી થાય

ફાગણ સુદ ૨ ને બુધવારે ચંદ્ર ઉગે તો—વહેપારીને લાભ થાય રસકસ મોંઘા થાય અનાજ અને સરવે વસ્તુ છમાસ સુધી મોંઘી રહે.

ફાગણ સુદ ૩ શનીનો વક્ર હોય તો—એક માસમાં અનાજના ભાવ વધી જાય.

ફાગણ સુદ ૩–૪–૮ બે હોય તો—તે દુખ આપવાવાળી થશે

ફાગણ માસની સાતમ આદિ પાંચ તીથી કૃતીકા નક્ષેત્રવાળી હોય તો—તે નક્ષેત્રના ભોગ પ્રમાણે વરસ સમજવું

ફાગણ સુદ ૭ ના દીવસે કૃતિકા નક્ષેત્ર હોય તો—તેથી ભાદરવા વદ ૦)) ને દીવસે વરસાદ થાય

ફાગણ સુદ ૭ ને દીવસે પવન હોય—અથવા આકાશ મેઘથી ઢંકાએલું હોય તો અથવા વિજળી ચમકતી હોય તો તે વરસમાં સવગું અનાજ પાકશે

ફાગણ સુદ ૭–૮–૯ ગાજે તો—ભાદરવા વદ ૦)) ના રોજ વરસાદ થશે.

ફાગણ સુદ ૮ અથવા સુદ ૧૩ ના દીવસે—વરસાદ વરસે તો તે વરસમાં સારી વૃષ્ટી થશે અને લોકો રોગ રહીત રહેશે

ફાગણ સુદ ૧૩ સુકરવારી હોય તો—જેઠ માસમાં રોગ રોગ અને ત્રણ મહીનામાં ભોગ હોય

ફાગણ સુદ ૧૫ ના વાદળા વરસાદ કે ગર્જના થાય તો—અનાજનો સંગ્રહ કરવાથી સાતમે મહીને લાભ થાય

ફાગણે સુદ ૧૫ ના ચંદ્રમાની થડમાં એક ચાંદરડુ હોય તો—રૂઉના ભાવ વધે.

ફાગણ સુદ ૧૫ ના છાંટા થાય તો—શ્રાવણ સુદ ૧૫ મે વરસાદ થાય માસ અઢીનું વાયરૂં કાઢે

ફાગણ સુદ ૧૫—ની હુતાસણી રવી, શની, કે મંગળવારી હોય તો—ધઉંનો સંગ્રહ કરવો ધી. અને ધઉંના ભાવ વધે હુતાસણી

પ્રગટતી વખતે વાદળા કે છાંટા થાય તો જેઠ સુદ ૨ ની અંદર અનાજના ભાવ ઘણા વધે.

**ફાગણ સુદ ૧૫ ને મઘા નક્ષેત્ર હોય તો**—ચારે માસ સારા પણ ઘી, તેલ વીગેરે મોંઘા થાય.

**ફાગણ સુદ ૧૫ નીરમળી ભલી**—પણ તે દીવસે ચંદ્રગ્રહણ હોય, તારા ખરે, ભુમી કંપ થાય, ચંદ્રમાંને કે સૂર્યને જળનું કુંડાળું હોય, વીજળી થાય, ગાજે, ધુમ દીસે કે વંટાળીઓ ચઢે એવા ચિન્હ થાય તો અનાજ સંગ્રહવું તો પાંચમે મહીને બમણો લાભ થાય.

**ફાગણ સુદમાં વરસાદ થાય તો**—રૂ એક માસ સુધી તેજી હોય.

**ફાગણ વદ ૨ના રોજે વાદળા કે વીજળી ન હોય તો**—શ્રાવણ તથા ભાદરવામાં વરસાદ થાય.

**ફાગણ વદ ૧૨ ને શુકરવાર હોય તો**—રૂ અને ઘી સસ્તા થાય અને ધોળી વસ્તુ સસ્તી થાય.

**ફાગણ વદ ૦)) ના રોજ શુકર અસ્ત હોય તો**—નીશ્ચે સર્વે અનાજ બહુ મોંઘું થાય.

**ફાગણ માસમાં ગુરૂનો અસ્ત થતો હોય**—અથવા ગુરૂ વક્ર ગતીનો થવાનો હોય અથવા શની વક્રી થાય તો સઘળું અનાજ મોંઘું થશે.

**ફાગણ માસમાં શુકરનો અસ્ત થતો હોય તો**—સઘળું અનાજ મોંઘું થશે અને ૭ માસ સુધી દુકાળ કહેવાશે.

**ફાગણ અને ચૈતર માસના કોઇપણ પક્ષમાં શની કે મંગળનો વક્ર થતો હોય તો**—તુરતજ અનાજ ખરીદ કરવું. દી. ૧૫ અગર એક મહીનામાં અનાજના ભાવ ઘણા વધે.

**ફાગણ સુદ ૨ નો વિચાર**—

**રવીવારે** ચંદ્ર ઉદય થાય તો—રાજ વિગ્રહ, ઉલકાપાત, પવન ઘણો, ઝાડનો નાશ, પશુ ઘણા મરે, વરસાદ થોડો, ઘાસની તાણ, ને માણસને પીડા થાય.

**સોમવારે** ચંદ્ર ઉદય થાય તો—રસ-કસ મોંઘા ને મનુષ્યને દુઃખ હોય.

**મંગળવારે** ચંદ્ર ઉદય થાય તો—અનાજ મોંઘું, અગ્નીનો ભય, ફળ ફુલ થોડા, રોગ ઘણા, સર્વે વસ્તુ મોંઘી, વરસાદ થોડા થાય.

## ચઈતર માસ.

**ચઇતર માસ** પાંચ રવીવારો હોય તો—માસ કઠણુ જાણવો જુવાર ઝાલર રૂઉ કપાસ **અનાજ** થી મોઘા થાય વરસ કરવરૂ ને આંખના રોગ વધે શીતળાદિક ઉપદ્રવ વધે. **પાંચ સોમવારો** માસ હોય તો—અનાજ રસ-કસ ધી કપાસીયા મોંઘાં થાય **પાંચ મંગળવારો** માસ હોય તો—મહા ભયકારી અનાજ રસકસ ધી તેલ ગોળ ખાંડ સાકર મોઘાં થાય **પાંચ બુધવારો** માસ હોય તો—માસ વહેપારી છે કપાસ ભાવ મોઘા થાય **પાંચ ગુરૂવારો** માસ હોય તો—રાજા પ્રજા સુખી **પાંચ શુકરવારો** માસ હોય તો—અનાજને રસ કસના ભાવ સોંઘા થાય **પાંચ શનીવારો** માસ હોય તો—રોગ ચાળો ચાલે અનાજના ભાવ સાધારણુ હોય લોઢું અડદ તેલ તલ સરવે કાળી વસ્તુઓ મોંધી થાય કાપડના ભાવ સમધારણુ પછી મંદી થાય

**ચઇતર સુદ ૧** ને શુકરવાર ને ઘડી ૨૮ હોય તો—એરંડાના ભાવ મંદા થાય ને ઘીઇના ભાવ તેજી હોય.

**ચઈતર સુદ ૧** ના વરસનો વિચાર

સુદ ૧ સોમવારી હોય તો— વરસ વીસ આના જેવું થાય વરસાદ દી. ૧૦૦) વરશે તમામ ચીજોના ભાવ સાધારણુ રહે વરસાદ ઘણો અનાજને ઘાસ ઘણા થાય.

**ચઇતર સુદ ૧** ને મંગળવારી હોય તો—વરસ ચાર આની થાય અનાજના ભાવ તેજી રહે લુટફાટ થાય તેમાં મરણુનો ભય થાય કાળ જેવું વરતાય વરસ કઠણુ વરસાદની તાણુ ભયાનક વરસ થાય જુવારના ભાવ ઘણા વધે.

**ચઈતર સુદ ૧** બુધવારી હોય તો—વરસ બાર આના જેવું થાય સોનાનું તેજી થાય મધ્યમ વરસાદ થાય અનાજ રૂઉ કેસર ગોળ ધૃતાદિના ભાવ તેજી થાય અને અરીણુમાં ટકા ૧૦૦ ની તથા ચાંદીના ટકા ૨-૪ ની વધા-ઘટી યા મંદી થાય

**ચઇતર સુદ ૧** ગુરૂવારી હોય તો—વરસ આના જેવું થાય, સોનાનું તેજી થાય સુર્યની દાઢ થાય ટાઢા કાળ જેવું વરતાય

**ચઈતર સુદ ૧** શુકરવારી હોય તો—વરસ આના જેવું થાય સોનું અને રૂઉનું તેજી થાય ટાઢા કાળ જેવું કડોળ નીપજે

**ચઇતર સુદ ૧** શનીનારી હોય તો—વરસ ચાર આના જેવું થાય આ વરસમાં રૂઉ અનાજ ઘાસ કપાસીઆના ભાવ તેજી થાય.

માણસને ઢોરની તાણ, ઉંચ કોમો દુઃખી થાય નીચી કોમો સુખી થાય
વરસ કઠણ વરસાદની તાણ રહે ઘાસ અનાજ ને રસની હાની થાય

**ચઇતર સુદ ૧** રવીવારી હોય તો—વરસ દસ આની જેવું થાય આ વરસમાં અનાજ ગોળ તેલ સોનું સાકર ને રૂઉનો ભાવ તેજી થાય વરસાદ થોડો થાય અતિષય વાયુ થાય અનાજની નીપજ થોડી થાય.

**ચઇતર માસમાં** પાંચ રવીવાર આવે તો—વરસ કરવરૂ થાય

**ચઈતર સુદ ૧ થી ચઇતર સુદ ૧૫ સુધી** હમેશાં વાદળાં થાય તો— વરસ કરવરૂ ને માઠું થાય.

**ચઇતર સુદ ૧** ના વાદળા થાય તો જુવાર નીપજે ને વીજળી કે છાંટા થાય તો—વરસ નઠારૂ થાય.

**ચઈતર સુદ ૧** ની ઘડી વધે તો—ઘાસ ઘણું થાય નક્ષેત્રની ઘડી વધે તો અનાજ ઘણું થાય જો યોગની ઘડી વધે તો—રોગ વધે સુદ ૧ ને રેવતી નક્ષેત્ર હોય તો વરસાદ ઘણો થાય.

**ચઇતર સુદ ૨** ના વાદળા થાય તો જુવાર નીપજે.

**ચઇતર સુદ ૨** ની સંધ્યાકાળના વાદળાનો વિચાર

સાંયકાળે ચંદ્ર જો શ્વેત રંગના વાદળાઓમાં અદ્રષ્ય થઇને જો અસ્ત થયેલો માલુમ પડે તો જાણવું કે તે વરસમાં રૂઉ કપાસ આદિ કાપડ બનાવવાની વસ્તુઓની કીંમતમાં ઘણો ઘટાડો થશે.

ચંદ્રનું બીંબ છેક અસ્ત કાળ સુધી પીળા રંગના વાદળાંથી ઢંકાઇ રહે તો— જાણવું કે તે વરસમાં રૂઉના ભાવ ઘણા વધી જશે.

ચંદ્ર જો લાલ રંગના વાદળાઓમાં અદ્રસ્ય :થએલો માલમ પડે તો જાણવું કે તે વરસમાં ઘઉંના ભાવ ધીમે ધીમે વધી જશે.

ચંદ્રનું બીંબ જો ઝાંખા લાલ રંગનું માલમ પડે તો તે વરસમાં ઘાસ ઘણું થશે નહીં.

ચંદ્રનું બીંબ જો ગોળ કંકણ આકારનું માલમ પડે તો જાણવું કે તે વરસમાં જીતના સર્વ પ્રાણીઓને ઘણું કષ્ટ સહન કરવું પડશે.

ચંદ્રના બીંબનો ફકત ઉત્તર દિશા તરફનો થોડોજ ભાગ માલમ પડે તો જાણવું કે તે વરસમાં મરકી આદિ દુષ્ટ રોગોનો ઉપદ્રવ થશે.

ચંદ્રનું બિંબ ઉત્તર તથા દક્ષિણ બંને બાજુએ સરખું માલમ પડે તો જાણવું કે તે વરસમાં ગોળાદિક રસની વસ્તુઓના ભાવ ઘણા ઘટી જશે.

ચંદ્રનું **બીંબ** ફક્ત તેના ઉંચેના ભાગમાંજ માલમ પડે તો જાણવું કે ત્યાં વરસાદથી મોટી રેલ આવીને ઘણા પ્રાણીઓનો તેમાં નાસ થશે.

ચંદ્રના **બીંબનો** થોડો ભાગ જો દક્ષીણ તરફની બાજુએજ જોવામાં આવે તો જાણવું કે તે વરસમાં અનાજની કીંમત ઘણી વધી જશે.

ચંદ્રના **બીંબનો** ભાગ ખંડીત થયેલો માલમ પડે તો જાણવું કે તે વરસમાં મોટો દુકાળ પડશે અને તેથી ઘણા પ્રાણીઓ ભુખથી મૃત્ય પામશે.

ચંદ્રનું **બીંબ** જો તેજ વીનાનું પીળા રંગનું માલમ પડે તો જાણવું કે તે વરસમાં શ્યામ રંગવાળી વસ્તુઓના ભાવો ઘણા વધશે.

ચંદ્રનાં **બીંબની** આસપાસ લીલા રંગના વાદળાઓ જોવામાં આવે તો જાણવું કે તે વરસમાં લાલ રંગની વસ્તુઓના ભાવો ઘટશે.

ચંદ્રનું **બીંબ** અત્યંત તેજસ્વી અને ઉત્તર દીસા તરફ વધારે ચડતું માલમ પડે તો જાણવું કે તે વરસમાં અનાજનો ભાવ મધ્યમ સર રહેશે.

ચંદ્રનું **બીંબ** ઝાંખા આકાશના રંગ સરખું માલમ પડે તો જાણવું કે તે વરસમાં હીમથી પાકનો નાશ થશે.

ચંદ્રનું **બીંબ**—જો સ્યામ રંગના વાદળાઓથી ઢંકાઇ રહેલું હોય અને છેક અસ્ત સમયેજ જો દીઠામાં આવે તો જાણવું કે તે વરસમાં ઘી આદિકના ભાવ ઘણા વૃદ્ધી પામશે, ચંદ્ર પ્રથમ ઢંકાએલો અને પાછળથી અસ્ત સમયે સ્યામ રંગના વાદળાથી ઢંકાએલો માલુમ પડે તો ઘી તથા રસની ચીજોના ભાવ વધશે સંધ્યાકાળે સુર્ય અસ્ત થયા પછી એક ઘટીકા ગયા બાદ જો ચંદ્રનું બીંબ નિર્મળ આકાશ છતાં દ્દષ્ટીએ ન પડે તો જાણવું કે તે વરસમાં સફેદ ચીજોના ભાવ ઘણા વધશે.

ચંદ્રનું **બીંબ**—જો ત્રણ જગ્યાએથી ખંડીત થયેલું માલમ પડે તો જાણવું કે તેજ માસને છેડે જરૂર સોના આદિ ધાતુની કીમત ઘણી ઘટશે.

ચંદ્રનું **બીંબ**—જો સફેદ રંગના વીખરાઇ ગયેલા વાદળાઓથી ઝાંખુ માલમ પડે તો જાણવું કે તે વરસમાં તેલની વસ્તુઓના ભાવ ઘણા વધી જશે.

ચંદ્રના **બીંબ**—તરફ કુતરાઓ ભસ્તા માલમ પડે તો શ્વેત રત્નોની કીંમતમાં ઘણો વધારો થશે.

ચંદ્રનું બીંબ——તરપ જોતાં આંખમાંથી અશ્રુઓ આવે તો જાણવું કે તે વરસમાં પક્ષીઓથી અનાજના પાકને મોટું નુકશાન થશે

ચઈતર સુદ ૨ નો વાયુ હોય અને મેઘ ન હોય તો—અનાવૃષ્ટી હોય

ચઈતર સુદ ૩ ના વાદળા થાય તો—તલ નીપજે

ચઇતર સુદ ૩ ને રવીવાર હોય તો—વરસ સારૂં આવે

ચઈતર સુદ ૫ ને રોહણી નક્ષેત્ર હોય અથવા વાદળ છાંયા હોય તો—ગર્ભની પરીપૂર્ણતા જાણવી આદ્રા નક્ષેત્ર હોય તો—ત્રણ માસ અનાજ થોડા અને શ્રાવણ માસમાં વરસાદ હોય

ચઇતર સુદ ૫ નેદીવસે છાંટા થાય તો—વરસાદના દીવસોમાં ઘણો વરસાદ થશે. અને વરસાદ વરસેતો શ્રાવણ માસમા વરસાદ ન હોય.

ચઇતર સુદ ૫ ને દીવસે દનીયા નક્ષેત્ર રોહણી હોય—સુદ ૭ મેં આદ્રા નક્ષેત્ર હોય—સુદ ૮ પુષ્પ નક્ષેત્ર હોય—અને સુદ ૧૫મે સ્વાતી નક્ષેત્ર હોય ત્યારે વરસાદ થાય તો—વરસાદના દીવસોમાં વૃષ્ટી થશે નહીં

ચઈતર સુદ ૫ તથા સુદ ૭ ના દીવસે વાદળા ચડી આવેલા દેખાય તો—અથવા ચારે દીશાના વાયુ ચાલે તો અથવા સ્વચ્છ દીશાઓ માલમ પડે તો—તે વરસમાં ઘઉં સંગ્રહવા અને તે ઘઉં શ્રાવણ માસમાં વેચવાથી ઘણો સારો લાભ મળશે. આ બેમાં ગમે તે તીથીએ આ યોગ હોય તો—ઘઉં સંગ્રહવા

ચઇતર સુદ ૫ નીમમળી હોય તો સુગાળ ને રોહણી નક્ષેત્ર વરસે તો અસાડ કોરો જાય.

ચઇતર સુદ ૫ મે કૃતીકા ચંદ્રમાંથી પ્રથમ આથમે તો વરસ શીકાર જો ચંદ્રમાં પ્રથમ આથમે તો વરસ નબળું ઉગમણી ઉગે તો વરસ કરવરૂ જાણવું. જો દક્ષિણની ઉગે તો કાળ પડે

ચઈતર સુદ ૫ ની ગાડલીને વછીયાત વાસે હોય તો—રૂઉના ભાવ વધે નહીં ને વછીયાત આગળ હોય તો રૂઉના ભાવ વધે તેમાં સંશય નહીં

ચઇતર સુદ ૫ ને મંગળવાર હોય તો—કાળ પડે ઘડી ૨૦ થી ઘડી ૫ સુધી હોય તો આવતું વરસ મોંઘુ કરે

ચઈતર સુદ ૭ ને આદ્રા નક્ષેત્ર વરસે તો—શ્રાવણ કોરો જાય પુષ્પ નક્ષેત્ર હોય ને વરસે તો ભાદરવો કોરો જાય.

**ચઇતર સુદ ૭ ને** વાદળા વીજળી ને ગાજે તો—શ્રાવણ કોરો જાય.

**ચઈતર સુદ ૭ ને** આદ્રા નક્ષેત્ર હોય તો—શ્રાવણ વરસે પુનવર્સુ નક્ષેત્ર હોય તો—ભાદરવો માસ વરસે.

**ચઇતર સુદ ૮ ને** મંગળ કે બુધવાર હોય તો—વરસાદ ન થાય.

**ચઈતર સુદ ૯ ના** વાદળા વીજળી કે ગાજવીજ હોય તો—કાળ પડે.

**ચઈતર સુદ ૧૦** શનીવાર ને મધા નક્ષેત્ર સહીત હોય તો—વરસાદ હોય અને અનાજના ભાવ સોંઘા રહે.

**ચઇતર સુદ ૧૧ ને** રવીવાર હોય તો—માસ ચાર કઠણ અનાજનો સંગ્રહ કરવાથી લાભ મળે.

**ચઈતર સુદ ૧૩ નો** વરસાદ થાય તો—દુર્ભીક્ષ જાણવો.

**ચઈતર સુદ ૧૫** નીરમળ હોય તો સારી પણ તે દીવસે ગ્રહણ, તારાપાત, ભૂમીકંપ, અથવા વૃષ્ટી હોય, ચંદ્રમાનો પરિવેપ વીજળી ચમકે, કેતુનો ઉદય હોય આદિ હોય તો તે જોઇને અનાજનો સંગ્રહ કરવો ઉત્તમ છે. સાતમે મહીને વેચવાથી ઘણો લાભ થાય

**ચઇતર સુદ ૧૫ ના** વાદળા, વીજળી, ને ગાજે તો—આસો કોરા જાય.

**ચઇતર સુદ ૧૫ ને** રેવતી નક્ષેત્ર હોય તો—અસાડ વરસે અને ચીત્રા નક્ષેત્ર હોય તો આસો વરસે.

**ચઇતર સુદ ૧૫ મે** સૂર્યચંદ્રની નજર એક થાય તો—કાળનો જન્મ થયો જાણવો.

**ચઈતર સુદ ૧૫** સોમ, બુધ, કે ગુરીવારી હોય તો—ચોમાસામાં સારો વરસાદ થાય

**ચઇતર સુદ ૧૫ ના** વાદળા થાય તો—શ્રાવણ માસમાં અનાજ મોંઘુ થાય.

**ચઇતર સુદમાં** તીથી ક્ષય થાય અને વદમાં તીથી વધે તો—તે વરસમાં પૃથ્વીમાં અનાજ મળશે નહી.

**ચઇતર સુદમા** તીથી વધે અને વદમા તીથી ક્ષય થાય તો અનાજ ઘણું નીપજે ને સસ્તુ થાય

**ચઈતર વદ ૧થી** વઇશાખ સુદ ૧૫ સુધી—જે ચીજનો ભાવ તેજી હોય તે તેજી રહે અને મંદી હોય તે મંદી રહે.

**ચઇતર વદ ૫ બુધ કે મંગળવારી હોય તો—ઘઉં અને ઘી** સસ્તા થાય.

**ચઇતર વદ ૫ ને બુધવાર** હોય અને એ મહીનામાં યા એ દીવસે મંગળ વક્રી હોય તો ઘી, તેલ, મોંઘા થાય આ બે યોગમાંથી એક યોગ હોય તો—ઘઉં ચોખા મોંઘા થાય,

**ચઇતર વદ ૭ ને** મંગળવાર હોય તો—વરસ ખાંડાખરડું થાય

**ચઇતર વદ ૮** તથા વદ ૧૪ ના વાદળા થાય તો—વરસ ખાંડાખરડુ થાય.

**ચઇતર વદ ૯** શુકરવારી હોય ને વાદળા થાય તો—માસ ૧ નું વાયરૂં કાઢે.

**ચઇતર વદ ૧૧ ને** સોમવાર હોય તો—મગ. મઠ, બાજરા ના ભાવ વધે વરસ સારૂં થાય ચંદ્રમાં ધોળો હોય તો—વરસ ખાંડા ખરડું થાય તથા પીળો ચંદ્રમાં હોય તો—વરસ સાધારણુ થાય

**ચઇતર વદ ૧૨** ને દીવસે પહેલા પહોરમાં વાદળા થાય તો— વરસ સારૂ થાય.

**ચઇતર વદ ૧૩** મંગળવારી હોય તો—એક માસમાં ખાંડ, આદિ રસ, સીંધાલુણુ, મીઠું, પીપર, તથા કપુરના ભાવ તેજી હોય. નાગરવેલના પાન ને ચંદન મોંઘુ થાય.

**ચઇતર વદ ૦))** જેટલી ઘડી હોય—તેટલા શેરનું અનાજ આવતા કારતક માસમાં થાંય.

**ચઇતર વદ ૦)) નો** સૂર્ય જે ઠેકાણે આથમે ત્યાં વૈશાખ સુદ બીજનો ચંદ્રમાં આથમે તો વરસ સાધારણુ, ને સૂર્ય કરતાં ચંદ્ર ઉતર તરફ આથમે તો વરસ સારૂં ને સૂર્યથી ચંદ્ર દક્ષીણુ તરફ આથમે તો વરસ નઠારૂં થાય.

**ચઇતર માસેમાબૃહસ્પતિ** અને શુકર એ બંને ગ્રહ એક રાશીપર ભેગા થાય તો ઘી, તેલ, તલ, અને સુતર એ વસ્તુ ખરીદ કરવી તો બે મહીના પછી ઘણો લાભ થાય

## ચઇતર માસની ગાદલી જોવાનો વીચાર.

**ચઇતર સુદ ૫ ના** દીવસે ચંદ્ર ઉગતાથી તે આથમતા સુધી જોવો પાંચ ચાંદરડાનું ઝુમખું તે રોહણી નક્ષેત્ર તે ગાદલી જાણુવી ચંદ્રમાં વહેપારી જાણુવો તે દીવસ કૃતીકા નક્ષેત્રો એટલે જેને કાતી સડો કહે છે તે પણુ આસપાસ આવેલો હોય છે તેમાંથી ચાર તારા ગાદલીની બેઠક જાણુવી ને ઉપલો તારો તે ઘોંસરી જાણુવી ઘોંસરી

અને ગાદલીના વચેના ભાગને ઉધ કહે છે હવે જે સાલ ગાદલો કરતાં ચંદ્રમાં આગળ હોય તે સાલ સુગાળનો ખરો પણ પહેપારી લાભ ઘોંસરે કે ઉંધે ચંદ્રમાં હોય તો ત્યારે ગાદલી હાંકનાર વહેપારી જાણુવો એટલે તે સાલમાં રૂ, અનાજ સમભાવ, વહેપારી મનમાનતો ભાવ ખાય પણ વરસ કરડભરડ થાય અને ગાદલી વચ્ચે ચંદ્રમાં

હોય તો વેપારીને કમાણી નહીં ને વરસ સાધારણ ગણવું પણ જો ચંદ્રમાં ગાદલીની પછવાડે હોય તો વેપારીના પગ ભાંગ્યા ને વરસ ઉતમ થયું. ચંદ્રમાં આથમતા કૃતીકા નક્ષેત્ર સાથે આથમે તો વરસ કરવરૂ પણ રોહણી નક્ષેત્ર પહેલું આથમે તો સુગાળ જાણુવો. ચઇતર વદ ૦)) મંગળવારી હોય તો અનાજ મોંઘું થાય.

---

## વઇશાખ માસ.

**વઇશાખ માસ** પાંચ રવીવારો કે સોમવારો હોય તો—માસ સારો અનાજ ભાવ સસ્તા રસ–કસ સસ્તા, ધોળી વસ્તુ ઘી, રૂ, કપાસ, શ્રીફળ, ખાંડ, સાકર, ચોખા. એ વસ્તુ મોંઘી જાણુવી **પાંચ મંગળવારો માસ** હોય તો—માસ કઠણ છે. અગ્ની ભય ઘણો વાયુવંટોળ થાય, રોગ ચાલે, પશુને પીડા, બાજરો, રસ–કસ ને ઘી, મોંઘા થાય ચાંદીના ભાવ સમધારણ રહે, **પાંચ બુધવારો માસ** હોય તો—માસ વેપારી છે અનાજ ભાવ સસ્તા ઘી, વીગેરે રસ–કસ સસ્તા થાય પીળી વસ્તુ ને મગ મોંઘા થાય.

**પાંચ ગુરૂવારો માસ** હોય તો—માસ સારો છે અનાજ, બાજરો, રસ–કસ લોઢું ને અડદ મોંઘા થાય. **પાંચ શુકરવારો માસ** હોય તો— ધોળી વસ્તુ મોંઘી રૂ, કપાસ, કપાશીઆ, રસ–કસ ને બાજરો, મોંઘો થાય, **પાંચ શનીવારો માસ** હોય તો— બાજરો, ઘી, તેલ, કપાસ મોંઘા થાય, ગુજરાતમાં લડાઇઓ થાય,

**વઇશાખ માસમાં** બે તીથી ઘટે તો—ઘી, તેલ, મોંઘુ કરે તથા બે તીથી વધે તો ઘી, તેલ, સોંઘુ કરે.

**વઇશાખ સુદ ૧ મેં** વરસાદ થાય તથા વીજળી ચમકે તો— અસાડ માસે વરસાદ થાય.

**વઇશાખ સુદ ૧ ને** આદ્રા નક્ષેત્ર ને શનીવાર હોય તો— કરીયાણું મોઘું થાય વરસાદ ઘણો થાય.

**વઇશાખ સુદ ૧** શની રવીવારી આવે તો—રસ–કસ ઘઉંના

ભાવ સસ્તા થાય ઘીના ભાવ તેજી થાય બીજી ચીજોના ભાવ મંદા હોય.

વઇશાખ સુદ ૧ ને ભરણી નક્ષેત્ર હોય તો—ખડની નીપજ સારી હોય

વઇશાખ સુદ ૧ અથવા સુદ ૧૦ ના દીવસે વાદળા ચડી આવે તો—વરસાદના દીવસમા વરસાદ થશે નહીં.

વઇશાખ માસ મધ્યે એક માસ સુધી વાદળા થાય તો—રૂઉના ભાવ સવાયા થાય

વઇશાખ સુદ ૧ ના દીવસે વાદળા તથા વીજળી થાય તો—સર્વે ધાન્યની નીપજ સારી થાય

વઇશાખ સુદ ૩ ને મંગળ કે રવીવારી હોય તો—પીંપળ, તાંબુલ, ખાંડ એ મોંઘી હોય અને મીઠું તથા લાલચંદન અને કેશર મોંઘા થાય

વઇશાખ સુદ ૩ ને જે નક્ષેત્ર હોય તે જોવું—રોહણી હોય તો સાલ પાકે, મૃગસર પુરૂ નક્ષેત્ર હોય તો મહા કાળ જાણવો. તથા કૃતીકા નક્ષેત્ર હોય તો વરસ કરવરૂ જાણવું

વઇશાખ સુદ ૩ અખાત્રીજના દીવસે ચંદ્રમાં તથા મોટો તારો એક આગળ હોય ને પાંચ તારાની ગાદલી નજીક હોય તો—વરસ સારૂં તથા ગાદલી બહુ છેટે હોય તો કાળ જાણવો, ત્રણ કાંઠા મેળવવા તેમાં સુરજ અથમાવવો તથા ચંદ્રમાં અથમાવવો તે એક એક ઠેકાણે આથમે તો મહા કાળ જાણવો

વઇશાખ સુદ ૩ ને ગુરૂવાર ને રોહણી નક્ષેત્ર હોય તો—સર્વ અનાજની પ્રાપ્તી થાય

વઇશાખ સુદ ૩ શુકરવારી હોય તો—ચણા, તલ, મેથી, મોંઘી જાણવી.

વઇશાખ સુદ ૪ ગણેશચોથ ગુરૂવારી હોય તો—રૂઉના ભાવ એક મહીનામાં તેજી થાય ધોળી વસ્તુઓ સોંઘી થાય

વઇશાંખ સુદ ૫ ના કે સુદ ૭ ના દીવસે શની, કેમંગળવાર હોય તો—તથા તે દીવસે ભરણી કૃતીકા રોહણી, મૃગસર હસ્ત એ નક્ષેત્ર હોય તો—પીપર, નાળીએર, સોપારી રંગ વસ્ત્ર ત્રાંબા, કાંસા એ વસ્તુ મોંઘી હોય.

વઇશાખ સુદ ૫ ને—પૂર્વ દીશાનો વાયરો અથવા વરસાદ ગાજે તો અથવા છાંટા થાય તો અથવા આકાશ મેઘથી ઢંકાઇ જાય

તો અથવા પૂર્વ દીશાએ મેઘને આડંબર આખો દીવસ થાય તો ભાદરવા માસમાં અનાજ મોંઘુ થાય

**વઈશાખ સુદ ૫ ને** શનીવારના દીવસે આદ્રા નક્ષેત્ર હોય તો—સરવે વસ્તુઓ સોંઘી થાય અને ભાદરવા માસમાં વરસાદ જાણવો

**વઇશાખ સુદ ૫ ને** રવીવાર હોય તો—જેઠ માસમાં ઘણો વરસાદ થાય

**વઇસાખ સુદ ૫ ને** બુધવાર હોય તો—ગોળ, ઘી, તેલ, એરંડા, સરસવ, સોનું, ચાંદી, તાંબુ, પીતળ, ઘઉં, બાજરી સરવેના ભાવ થોડા વધે.

**વઇશાખ સુદ ૫ ની** રાત્રે ચંદ્રમાએ—જળ જેટલા પહોર હોય તે પ્રમાણે અનુક્રમે અસાડ, શ્રાવણ, ભાદરવો, અને આસો, માસ વરશે.

**વઈશાખ સુદ ૫ મેં** આકાશે મેઘ વીજળી વાદળા થાય તો—ઘાસનો સંગ્રહ કરીને ભાદરવા માસમાં વેચવાથી લાભ મળે.

**વઈશાખ સુદ ૬** ને શુકરવાર હોય તો— રૂઉના ભાવ સોંઘા થાય અને જે પૂર્ણ હોય તો રૂઉના ભાવ અગીયાર માસની અંદર અડધા થઇ જાય.

**વઇશાખ સુદ ૭ ને** ધનીષ્ટા યા શ્રવણ નક્ષેત્ર હોય તો— કાળી વસ્તુ મોંઘી અને સફેદ વસ્તુઓ સોંઘી થાય

**વઇશાખ સુદ ૮ ને** શનીવાર હોય તો—પ્રજાનો નાશ તથા છત્ર ભંગ હોય રોહણી ત્રણ ઉત્તરા, મઘા, રેવતી હોય, યા સુદ ૯ ને દીવશે—અનુરાધા, વીસાખા હોય તો—મહાકષ્ટ હોય

**વઇશાખ સુદ ૮** તથા સુદ ૧૪ ગાજવીજ હોય તો —વરસાદ ચાર માસ વરસે

**વઈશાખ સુદ ૧૦** રવીવારી હોય તો—ધોળી તથા પીળી વસ્તુઓ મોંઘી થાય રૂઉ, કપાશીઆ, ઘી, સાકરના ભાવ વધે

**વઇશાખ સુદ ૧૦ ના** દીવસે સૂર્યાસ્ત સમયે ઇંદ્ર ધનુષ્ય દેખાય તો— જેઠ અને અસાડ માસમાં વરસાદ થાય નહીં ને શ્રાવણ ભાદવામાં ઘણો વરસાદ થાય

**વઈશાખ સુદ ૧૩ ના** દીવસે રવી, કે મંગળવાર આવે તો— કાંદા, ખાંડ, પાન, શીંધવ લાલ ચંદન મોંઘુ વેચાશે

**વઇશાખ સુદ ૧૩** ગુરૂવારી ને નીરમળી હોય તો—જેઠ માસમાં ખરેખર વરસાદ થાય ચણા ને મેથી મોંઘી થાય

વઈશાખ સુદ ૧૫ મેં વરસાદ થાય તો—રૂઈના ભાવ ૭ માસમાં વધી જાય

વઇશાખ સુદ ૧૫ નીરમળી હોય તો—રૂઇના ભાવ વધે અનાજ સોંઘા.

વઈશાખ સુદ ૧૫ ગુગળી હોય તો—કપાસનો સંગ્રહ કરવો ત્રણ માસ પછી તેજી થાય અનાજનો સંગ્રહ કરનારને લાભ થાય

વઈશાખ સુદ ૧૫ મૃગસર, આદ્રા પુનવર્સુ પુષ્પ, અસલેખા, એ નક્ષેત્ર હોય તો—અનાજ મોંઘુ કરે અથવા મઘા ઉત્તરા ફાલ્ગુની પૂર્વા ફાલ્ગુની એ નક્ષેત્ર હોય તો—સોંઘુ કરે

વઇશાખ સુદ ૧૫ ને સ્વાતી પુનવર્સુ ધનીષ્ટા એ નક્ષેત્ર હોય તો રસ-કસ ઘી, જરૂર મોંઘા થાય

વઇશાખ સુદ ૧૫ ને દીન ગ્રહણ હોય—તારાપાત, ભુમી કંપ, યા વરસાદ હોય ચંદ્રનો પરીવેષ હોય, વીજળી ચમકે કેતુનો ઉદય આદિ હોય તો તે દેખીને ઘઉં મગ અડદનો સંગ્રહ કરવો તે લાભદાયક હોય ભાદરવા માસમાં વેચે તો ઘણો લાભ થાય.

વઈશાખ સુદ ને ૧૫ ને દીવસે પહેલા પહોરે વાદળા થાય તો—અસાડ માસ આકરો જાણવો. બીજા પહોરે વાદળા થાય તો શ્રાવણ માસ આકરો જાણવો. ત્રીજા પહોરે વાદળા થાય તો ભાદરવો માસ આકરો જાણવો ચોથા પહોરે વાદળા થાય તો આસો માસ આકરો જાણવો પહેલા અને બીજા પહોરે વાદળા થાય તો રૂઇ કપાસ ને કાલાનો મોડો મોડો પણ ભાવ વધે.

વઇશાખ વદ ૫ સોમવારી વાદળા વાળી હોય તો રાજ્યને નુકસાન થાય

વઇશાખ વદ ૫ મેં વીજળી થાયતો—અનાજ રૂ. ૧ નું મણ વેચાય.

વઇશાખ વદ ૮ ના દીવસે પહેલા પહોરે વાદળા થાય તો—અસાડ વરસે બીજા પહોરે વાદળા થાયતો શ્રાવણ વરસે ત્રીજા પહોરે વાદળા થાય તો ભાદરવો વરસે ચોથા પહોરે વાદળા થાય તો આસો વરસે.

વઇશાખ વદ ૮ મેં વીજળી થાય તો—અનાજ રૂ. ૧) નું શેર ૨૦ વેચાય.

વઈશાખ વદ ૯ મંગળવારી હોય તો—તલ તેલ ગોળને ઘી ઘઉં મોઘાં થાય.

**વઈશાખ વદ ૧૧** સોમવાર હોય તો—ચણા ઘઉં ગોળ મોંઘા થાય.

**વઇશાખ વદ ૧૧** ની વીજળી થાય તો—અનાજ રૂ. ૧) નું શેર ૧૫ વેચાય.

**વઇશાખ** વદ ૧૪ શનીવારી હોય તો—રૂઉના બમણા ભાવ થાય

**વઈશાખ** વદ ૧૪ વીજળી થાય તો—અનાજ રૂ. ૧) નું શેર ૧૦ વેચાય-

**વઇશાખ માસમાં ૧૧-૧૨-૧૩** એ તીથી ઘટે તો—ઘીઇ મોઘું કરે.

**વઇશાખ વદ** ૧૪ શની કે મંગળવારી હોય તો—અનાજ મોઘું કરે.

**વઈશાશ વદ ૦))** શની રવી કે મંગળવારી હોય તો—અનાજ સંગ્રહવું તો શ્રાવણ માસમાં લાભ આપે.

**વઈસાખ માસની** વરખ સંકાત્રી રવી શની મંગળવારી હોય તો—જુવારને ઘઉં સોંઘા બીજી બધી ચીજો મોંઘી રસ-કસની હાની કરે સોમવારી હોય તો સોંઘું થાય.

---

## જેઠ માસ.

**જેઠ માસ પાંચ રવીવારો** હોય તો—માસ કઠણ છે રોગ ઘણા અનાજ સર્વે મોંઘા વરસાદ જેઠ વદમાં થાય **પાંચ સોમવારો** માસ હોય તો— ઉપર પ્રમાણે થાય ને સુતર કપાસ કાળી વસ્તુ લોઢું અડદ તલ મોઘા થાય **પાચ મંગળવારો** માસ હોય તો — પશુને પીડા કપાસીઆને ધોળી વસ્તુ મોંઘી **પાંચ બુધવારો** માસ હોય તો—વેપારી માસ છે અનાજના ભાવ સાધારણ સુતર કપાસ કાળી વસ્તુ લોઢું અડદ તેલ મગ મોંઘા અગ્ની ભય થાય. **પાંચ ગુરૂવારો** માસ હોય તો—માસ ભલો છે વરસાદ જેઠ વદમાં થાય અનાજના ભાવ સસ્તા થાય કાળી વસ્તુ ઘી કપાસ ખાંડ સુતર ને રાતી વસ્તુ ઘઉં વીગેરે મોંઘા થાય. **પાંચ શુક્રવારો** માસ હોય તો—વરસાદ થાય અનાજ ભાવ મોંઘા ધોળી વસ્તુ ઘીને રસ-કસ મોંઘા હોય **પાંચ શનીવારો** માસ હોય તો—વરસાદ થોડો છે અનાજ ભાવ મોંઘા વાયુ વંટાળ ઘણો અગ્ની ભય છે.

**જેઠ સુદ ૧** ને મૃગસર નક્ષેત્ર હોય તો—વરસાદ ઘણો વરસ સારૂ નીપજે.

જેઠ સુદ ૧ ના વાદળા હોય તો—જેઠ માસમાં વરસાદ થાય

જેઠ સુદ ૧ બુધવારી હોય તો—વરસાદનો નાશ થાય.

જેઠ સુદ ૧ શનીવારી હોય તો—વરસાદ થોડો થાય ઢોરને રાજાઓ મરે.

જેઠ સુદ ૧ રવીવારી હોય તો—વાયુ બહુ વાય સોમવારી હોય તો—અનાજની સારી ઉત્પતી હોય—મંગળવારી હોય તો—વ્યાધી કરે બુધવારી હોય તો—અનાજ મોઘું કરે ગુરૂવારી હોય તો—અનાજ ભરો શુકરવારી હોય તો—અનાજ ઘણું નીપજે શનીવારી હોય તો—વરસાદ થોડો ને વ્યાધિ જણાય.

જેઠ સુદ ૨ ના વાદળા હોય તો—અસાડ વરસે.—સુદ ૩ ના વાદળા થાય તો શ્રાવણ વરસે. સુદ ૪ ના વાદળા થાય તો ભાદરવો વરસે. સુદ ૫ ના વાદળા થાય તો આસો વરસે.

જેઠ સુદ ૧ શુકર કે શનીવારી હોય તો—વરસ કરવરૂં જાણવું

જેઠ સુદ ૧ શની, રવી, કે મંગળવારી હોય તો—અનાજના ભાવ વધે વરસ નબળું જાણવું.

જેક સુદ ૨ ના રોજ ગાજવીજ ન હોય તો—વરસ ઘણું સારૂં થાય કદાપી વીજળી થાય ને ગાજે નહી તો પણ વરસ સારૂં થાય પણ ગાજવીજ થાય તો વરસ કરવરૂ ને ઘાસ કમતી નીપજે.

જેઠ સુદ ૨–૩ ના રોજ આદ્રા નક્ષેત્ર હોય ને વરસાદ થાય તો—વરસ દુર્ભીક્ષ થાય

જેઠ સુદ ૫ ના રોજ શનીવાર હોય તો—રૂઉનો ભાવ એક માસ સુધી મંદા રહે.

જેઠ સુદ ૭ ના દીવસે વરસાદની ગર્જના સંભળાય તો અથવા વાદળ મેઘથી ઢંકાએલું હોય તો—અથવા દક્ષીણ દીશા તરફ નો પવન વાય તો—તે વરસમાં તલ સંગ્રહવા અને કારતક માસમાં વેચવાથી ઘણો લાભ થશે

જેઠ સુદ ૧૦ શનીવારી હોય તો—વરસાદ ન થાય ગાયોનો નાશ પ્રજા દુખી હોય

જેઠ સુદ ૧૫ નીરમળી હોય તો—સારી અને વરસાદ યા જળ કુંડાળું હોય તો અનાજ સંગ્રહવાથી ચાર માસમાં અગર પોસ માસમાં લાભ થાય

જેઠ સુદ ૧૫ ને મૂળ નક્ષેત્ર હોય તો—વરસ સારૂં હોય

જેઠ સુદ ૧૫ ને શનીવારી હોય તો—રૂઉના ભાવ એક માસ સુધી મંદા રહે.

**જેઠ સુદ ૧૫** ના રોજ રવી, સોમ, ગુરૂ કે શુકરવાર હોય તો—વરસ સારૂ આવે મંગળવાર હોય તો—અગ્નિનો ભય જણાય. **બુધવાર** હોય તો—વરસ કરવરૂં **શનીવાર** હોય તો વરસાદની તાણ અને અનાજ મોંઘુ કરે

**જેઠ સુદ ૧૫** કે જેઠ વદ ૦)) ના દીવસે કે રાત્રીએ આકાશ વાદળાથી ઢંકાઇ જાય તો અનાંવૃષ્ટી થશે

**જેઠ વદ ૧** રવીવારી હોય તો—ભયંકર વાયુ થાય સોમવારી હોય તો— પૃથ્વીપર સમુદ્ર માફક પાણી ફેલાય મંગળવારી હોય તો—લોકમાં વ્યાધિ થશે બુધવારી હોય તો દુકાળ હોય ગુરૂવારી હોય તો અનાજ ઘણું પાકશે શુકરવારી હોય તો—ઘણી વૃષ્ટી થશે. શનીવારી હોય તો—પૃથ્વી અનાજથી ભરેલી રહેશે

જેઠ વદ ૩ થી શ્રવણ પંચકાના છાંટાં થાય તો—વરસ ઘણું શ્રીકાર થાય.

જેઠવદ ૧૦ શનીવારી હોય તો—પાણીની ઘણી તંગાસ પડે.

જેઠવદ ૦)) શની, રવી કે મંગળવારી હોય તો. તે વરસમાં લડાઇ ઘણી થાય

જેઠવદ ૦)) ના દિવસે આદ્રા અસાદ સુદી ૧ ને પુનવર્સુ અસાડસુદ ૨ બીજને પુષ્ય નક્ષેત્ર હોય તો ઘાસ અનાજ અને પાણીનો અભાવ હોય

**જેઠ માસમાં** દનીયા નક્ષેત્ર. આદ્રા—પુનવર્સુ. પુષ્પ, અસલેખા, મઘા, પુર્વા ફાલ્ગુની. ઉત્તરા ફાલ્ગુની. હસ્ત. ચીત્રા. એ નક્ષેત્રના દીવસે આકાશમાં વાદળા ન થાય તો તે વરસમાં જળ ઘણું વરસશે. અને વાદળા થાય તો અનાવૃષ્ટિ થશે.

**જેઠ માસમાં** દનીયા નક્ષેત્ર શ્રવણમાં જો વાદળા ચડી આવે તો વરસાદના દીવસમાં વૃષ્ટિ થશે અને ધનીષ્ટા નક્ષેત્રમાં જો વાદળું ચડી આવે તો વરસાદ થશે નહી તેમ જાણવું.

---o---

## અસાડ માસ.

**અસાડ માસ** પાંચ રવીવારો હોય તો—વરસાદ અલ્પ. રસ. કસ. ને મગ મોંઘા થાય.

**પાંચ સોમવારો** હોય તો—વરસાદ ઘણો ખોરાકને સાકર-મોંઘી થાય.

**પાંચ મંગળવારે** માસ હોય તો માસ કઠણ છે. વરસાદ રાહ જોવરાવે નીલ વસ્તુ. મગ. લીલું કાપડ મોંઘુ થાય.

**પાંચ બુધવારે** માસ હોય તો વરસાદ છે. કાપડ. ચોપડ. લુણ મોંઘા થાય.

**પાંચ ગુરૂવારે** માસ હોય તો વરસાદ થશે. તેલ. ઘી. ટોપરાં ખાંડ. ગોળ. સાકર ચોખાને સરવે વસ્તુ મોંઘી થાય.

**પાંચ સુકરવારે** માસ હોય તો—અનાજના ભાવ શમધારણ રહે.

**પાંચ શનીવારે** માસ હોય તો—મગ મોંઘા રસ. કસ સસ્તા માસ મધ્યે વરસાદ એક છે.

**અસાડ સુદ ૧** ને રવીવાર હોય તો અનાજની નીપજ હોય.

**અસાડ સુદ ૧** જેટલી ઘડીની હોય અને પુન વર્સુ નક્ષેત્ર હોય તો તેટલો વરસાદ થાય.

**અસાડ સુદ ૧—૨—૩**—શ્રવણ અને ધનીષ્ટા નક્ષેત્ર હોય તો અનાજનો સંગ્રહ કરવો લાભકારી છે

**અસાડ સુદમાં**—બુધનો ઊદય. અથવા સુકરનો અસ્ત થાય તો. શ્રાવણ માસમાં અનાજ ઘણુંજ મોંઘુ થાય.

**અસાડમાસના પહેલા** મંગળવારના રોજ સૂર્ય ઊગ્યા પછી બે કલાક સુધી વાદળામાં રહેતો વરસ સારૂ થાય ને બે પહોર સુધી રહે તો ચોમાસાના ચારે માસ વરસાદ થોડો થાય ને નીપજ પણ સારી થાય.

**અસાઢ માસમાં** ચીત્રા. સ્વાતી. વીશાખા. એ ત્રણેમાંથી એક નક્ષેત્રમાં વરસાદ થાય તો દુરભીક્ષ થાય.

**અસાડ માસમાં** દનીયા નક્ષેત્ર સ્વાતી હોય તે દીવસે વીજળી થાય ને છાંટા પડે તો તે વરસમાં ઘણી વૃષ્ટિ થશે. અને અનાજ ઘણું પાકસે.

**અસાડ માસમાં** આદ્રા નક્ષેત્રના પ્રવેશના દીવસે વરસાદ થાય તો. દોઢ મહીના સુધી વરસાદ થાય નહી વરસાદ વરસે તે સમય આદ્રા નક્ષેત્ર ઉપર સૂર્ય આવે તો જવ અને અન્નનો નાસ થાય.

**અસાડ સુદ ૨ ને સુદ ૯** ના રોજ. સોમ. બુધ, ગુરૂ કે શુકરવાર હોય તો વરસાદ ઘણો થાય. મંગળવાર હોય તો અનાવૃષ્ટી થાય, શનીવાર હોય તો રોગનો ઉપદ્રવ થાય.

**અસાડસુદ ૫** ના રોજે સુર્ય નીરમળો હોય તો સારૂ નહીં. ને તે રોજ પશ્ચિમનો પવન હોય, વાદળો છાંયા કે ઇંદ્ર ધનુષ્ય માલમ

પડે તો. તે વરસમાં ઘણી વૃષ્ટિ થશે. અનાજનો સંગ્રહ કરી કારતક માસમાં વેચે તો ઘણો નફો મળે. ગાજવીજ વરસાદ કે વાદળા હોય તો. વરસાદ ઘણો થાય પણ તે દીવસે જો વીજળી ન થાય તો વરસાદ જોઇએ તેવો થાય નહીં.

અસાડસુદ ૫ ને શુભવાર હોય અને તેના ઉપર શુભ ગ્રહની દ્રષ્ટી હોય તો સઘળી પૃથ્વી ધન અને અનાજથી ભરેલી રહેશે.

અસાડ સુદ ૫ ને રવીવાર હોય તો—અલ્પ વરસાદ થશે. સોમવારી હોય તો. સારો વરસાદ થશે. મંગળવારી હોય તો ઘણો વરસાદ થશે રાજાઓનું યુદ્ધ થાય. બુધવારી હોય તો ઉદર્વાત, સારૂ ફળ મલશે. ગુરૂવારી હોય તો. મહા પવન થાય. પ્રજાનું કલ્યાણ થાય. શુકરવારી હોય તો પ્રજાને સુખ મલે. અને શનીવારી હોય તો દુનીયા દુઃખી થાય.

અસાડસુદ ૭ ને શ્રાવણ સુદ ૭ ને સ્વાતિ નક્ષેત્ર આવે તો વરસ શ્રીકાર થાય.

અસાડ સુદ ૮ શનીવારી ને રેવતી નક્ષેત્રવાળી હોય તો વરસાદ ન હોય અને દુઃખ હોય.

અસાડસુદ ૯ શનીવારને અનુરાધા નક્ષેત્રવાળી હોય તો. કોઇ ઠેકાણે અનાજની થોડી નીપજ હોય અને કોઇ ઠેકાણે દુકાળ હોય.

અસાડ સુદ ૯ નો સૂર્ય ઉદય થતી વખતે મેઘથી ઢંકાએલ હોય અથવા બપોરે યા અસ્ત થતી વખતે ઢંકાએલો હોય તો તે વરસમાં સારૂં ફળ થશે નહીં.

અસાડ સુદ ૯ ગાજે તો વરસનું પરીણામ ખરાબ જાણવું. પણ સૂર્ય નીરમળો ઉગે ને વાદળા થાય તો ચોમાસાના ચાર માસ વરસાદ સારો થાય. અને સૂર્ય ચોખો વાદળા વીનાનો દેખાય તો સુદ ૧૧ થી વદ ૨ સુધી દરરોજ સાંજનો વરસાદ ઘણો પડે.

અસાડ સુદ ૧૧ શની, રવી કે મંગળવારી હોય તો દુર્ભીક્ષ પડે. અનાજ મોંઘુ થાય માણુસને પીડાકારી હોય.

અસાડ સુદ ૧૪ સોમવારી હોય તો અનાજ અને ખડ ન થાય.

અસાડ સુદ ૧૫ નીરમળી હોય તો અનાજ સંગ્રહવું. અને ઘી—તેલ વેચવાથી ત્રીજે મહીને લાભ થાય.

અસાડ સુદ ૧૫ ના દીવસે વરસાદ થાય તો એક માસ સુધી અનાજ મોંઘુ વેચાય, અને ત્યાર પછી વરસાદ થઇને સારો સુગાળ થાય.

અસાડ સુદ ૧૫ નો સુર્ય અસ્ત થતી વખતે પૂર્વ તરફથી વાયુ થાય તો તે વરસમાં ઘણી વૃષ્ટી થશે. અને લોકોને ઘણો આનંદ થશે.

અસાડ સુદ ૧૫ ના દીવસે અગ્ની દીશા તરફથી વાયુ ચાલે તો વૃષ્ટી થશે નહીં. અને અનાજ પણ પાકશે નહી તેથી લોકો દુઃખી થઇ મૃત્યુ પામશે. દક્ષીણ દીશા તરફનો વાયુ થાય તો પૃથ્વી અનાજ વીનાની થાય અને રાજાઓ પરસ્પર લડાઇઓથી નાશ પામશે. નૈરત્ય દીશા તરફનો પવન થશે તો તે માસમાં ઘણી વૃષ્ટી થશે નહી. પશ્ચિમ દીશા તરફનો વાયુ ચાલે તો ઘણી વૃષ્ટી થશે અને અનાજ ઘણું પાકશે. વાવ્ય દીશાનો વાયુ થશે તો અને મેઘ ચડી આવીને ઘણા વાયુથી ઉતરી જાય તો તે વરસમાં વૃષ્ટી થશે નહી, ઉત્તર દીશા તરફનો વાયુ ચાલે તો વરસાદ ઘણો થશે અનાજ ઘણું પાકશે ને લોકો દુઃખ વીનાના થશે, ઇશાન તરફનો વાયુ ચાલે તો વરસાદ ઘણો થશે. અનાજ ઘણું પાકશે ગાય, ભેંસ, દુધ ઘણા દેશે ઝાડોને ઘણા ફુલ આવશે રાજાઓમાં પરસ્પર પ્રીતી થશે.

અસાડ સુદ ૧૫ વધે તો ત્રણ મહીના સુધી અનાજ સસ્તા પછી મોંઘા થાય.

અસાડ સુદ ૧૫ સાઠ ઘડીની હોય તો બાર માસ અનાજ સોંઘા હોય અને ત્રીસ ઘડીની હોય તો છ માસ સુભીક્ષ હોય. અને પછી દુઃખ હોય પંદર ઘડીની હોય તો ચાર માસ સુભીક્ષ હોય. પંદર ઘડીથી ઓછી હોય તો દુઃખ હોય.

અસાડ સુદ ૧૫ નું મહીનાનું નક્ષેત્ર ન હોય તો ત્યારથી કે પછીથી અનાજના ભાવ વધે નક્ષેત્ર વૃદ્ધી તો રસ–કસ અધીક ન હોય ગોગ વધે તો રસની હાની હોય.

અસાડ સુદ ૧૫ મે મૃગસરાદિ પાંચ નક્ષેત્રમાંનું એક નક્ષેત્ર હોય તો અનાજના ભાવ તેજી થાય મઘાદિ ચાર નક્ષેત્રમાંનું એક નક્ષેત્ર હોય તો અનાજના ભાવ સસ્તા થાય પણ સોમવાર હોય તો તેજી કરે ચિત્રાદિ આઠ નક્ષેત્રમાંનું એક નક્ષેત્ર હોય તો દુર્ભીક્ષ થાય. મંગળવાર હોય તો વ્યાધિ કરે શનીવાર હોય તો દુર્ભીક્ષ બીજા વારને નક્ષેત્ર શુભ છે. શ્રવણથી રોહણી સુધીનું એક નક્ષેત્ર હોય તો શુભ હોય. આદ્રાદિ ચાર નક્ષેત્રામાંનું એક નક્ષેત્ર હોય ને રવીવાર હોય તો અર્થનો નાશ થાય.

અસાડ સુદ ૧૫ નો ગીરનારી પવન વાય તો. વરસ નબળું જાણવું.

અસાડસુદ ૧૫ ની અડધી રાત્રીએ. પોતાના શરીરની છાંયા ભરવી તેનો વીચાર–જો સાડા છ પગલા થાય તો રૂ. ૧) નું મણ અને કળશીના રૂ. ૨૨) અનાજના થાય અનાજની થોડી છત હોય ખળા મધે આકરૂ થાય, જો સાડા સાત પગલાં થાય તો કાળ પડે. કદી નવ પગલા થાય તો મહા કાળ પડે

અસાડ સુદ ૧૫ ડોળમાં ઉગે અથવા વાયરો ઉત્તરનો કે પશ્ચિમનો હોય ને વીજળી ને વરસાદ હોય તો અનાજ વેચી નાંખવું. ને જો અગ્ની–દક્ષિણનો વાયરો વીજળી હોય તો ને છાંટા હોય તો અનાજનો સંગ્રહ કરવો તો માસ બે પછી લાભ થાય.

અસાડ સુદ ૧૫ ને પુર્વાષાઢા નક્ષેત્ર ઘડી. ૧૫ હોય તો સુગાળ, ને રાત્રે ઉત્તરાષાઢા નક્ષેત્ર હોય તો દુર્ભીક્ષ પડે. લોકને પીડા ઉપજે. સાત ધાતુ સોંઘી થાય. ઘી તેલ. મજીઠ ને કરીયાણું મોંઘા થાય.

અસાડસુદ ૧૫ મેં એક પહોર વાદળા હોય તો. એક માસ સુગાળ. બે પહોર વાદળા હોય તો બે માસ સુગાળ ત્રણ પહોર હોય તો ત્રણ માસ સુગાળ ચાર પહોર વાદલા હોય તો ચાર માસ સુગાળ.

અસાડ સુદ ૧૫ ના રોજે ગાજવીજ કે વરસાદ હોય તો. વરસ સારૂં થાય.

અસાડસુદ ૧૫ ની રાત્રે ચંદ્ર ન દેખાય તો. ચાર માસ સુધી વૃષ્ટિ ન થાય.

અસાડસુદ ૧૫ સોમવારી હોય તો. તે માસમાં વરસાદ થાય નહીં

અસાડસુદ ૧૫ નાં રોજે વીજળી થાય તો અનાજ ઘણું નીપજે.

અસાડસુદ ૧૫ ગુગળી સારી પણ જો તે રોજ ચંદ્ર નીરમળો હોય તો–અનાજનો સંગ્રહ કરવો કારણ કે અનાજ મોંઘુ થાય. અને વાદળા ભલાંને ગાજવીજ હોય તો સરવે ધાન્ય વેચવું. ને નીરમળી હોય તો અનાજનો સંગ્રહ કરવો. તો. પાંચમે માસે લાભ થાય. પુર્વાષાઢા નક્ષેત્ર તે દહાડે હોય તો. ચાર માસ શુગાળ. કદાપી મુળ નક્ષેત્ર હોય તો ચાર માસ દુકાળ, પૂર્વનો વાયુ વાય તો. વરસાદ ઘણો અન્ન સઘળા નીપજે.

અસાડવદમાં સૂર્ય મંડલ વાંદળાથી ઢંકાએલું ન હોય તો વરસાદના દીવસમાં વરસાદ થશે નહીં

અશાવદ ૨ તથા વદ ૯ શુક્રવારી હોય તો મેષને બુધને શનીવારી હોય તો નેષ્ટ.

અસાડવદ ૨ સોમવારીને વીજળીવાળી હોય તો. કઠોળનો નાસ કરનારી જાણવી.

અસાડ વદ ૬ શનીવારી હોય તો—ધઉં સંગ્રહવાથી કારતક માસમાં ઘણો લાભ થાય

અસદ્દ્ડ વદ ૮ ની રાત્રે ચંદ્ર મેઘથી ઢંકાએલો હોય તો—તે વરસમાં ઘણી વૃષ્ટી થશે અને ચંદ્ર સવચ્છ અથવા છીદ્રવાળો જણાય તો ઘણી વૃષ્ટી થશે નહીં

અસાડ વદ ૮ નો ચંદ્ર વાદળામાં ઉગે તો—સારો જાણવો નીરમળો ઉગે તો તેમજ રાતા સરખો જણાય તો—સરવે વસ્તુનો સંગ્રહ કરવો. સૂર્ય આથમતાં છાંટા થાય તો વરસ સારૂ થાય

અસાડ વદ ૮ શનીવારી હોય તો—સુગાળ થાય

અસાડ વદ ૯ ના દીવસે ચંદ્રમાનું બીંબ ને મોટું કુડાળું થાય તો—અસાડ માસમા પહેલાથી અનાજની મોંઘવારી થઇ ને પછી ઘણી વૃષ્ટી થશે

અસાડ વદ ૧૦ ને રોહણી નક્ષેત્ર હોય તો—વરસાદ ઘણો થાય ને અનાજ ઘણું નીપજે સુગાળ થાય, વદ ૧૧ ને રોહણી નક્ષેત્ર હોય તો—વરસાદ મધ્યમ થાય અનાજ સાધારણ નીપજે અનાજ સોંઘુ કરે વદ ૧૨ ને રોહણી નક્ષેત્ર હોય તો—જબરો દુકાળ પડે વદ ૧૩ ને રોહણી નક્ષેત્ર હોય તો—પવન થાય ઉજડ થાય વદ ૧૪ ને રોહણી નક્ષેત્ર હોય તો—ઘરબાર છોડવા પડે રાજાઓમાં યુદ્ધ હોય ને પ્રજાને કષ્ટ હોય

અસાડ વદ ૦)) સોમવારી ને મૃગસરાદિ સાત નક્ષેત્ર યુક્ત હોય તો—શુર્ભીક્ષ કરે

---

## શ્રાવણ માસ

શ્રાવણ માસ પાંચ રવીવારો હોય તો—માસ કઠણ છે. અનાજ ભાવ મોંઘા ધોળી વસ્તુ મોંઘી તલ, તેલ કાળી વસ્તુ મોંઘી વરસાદ અલ્પ છે

પાંચ સોમવારો માસ હોય તો—માસ ભલો પણ મગ, તેલ, ગોળ, મોંઘા થાય વરસાદ થસે પણ પશુને પીડા આંખના રોગ સર્પ, ઉંદર, શ્વાન, એ ત્રણની દાઢ થશે પાંચ મંગળવારો—માસ હોય તો—માસ કઠણ તેલ. મગ, મોંઘા થાય વરસાદ અલ્પ ગુજરાતને

કષ્ટ પાંચ બુધવારો માસ હોય તો—માસ વેપારી છે કાપડ, ચોપડ તેલ, મગ, મોઘા વરસાદ અલ્પ છે મેવાડમાં વીમહ થાય પાંચ ગુરૂવારો માસ હોય તો કે શુકરવારો માસ હોય તો—માસ ભલો છે ધોળી ને રાતી વસ્તુ મોંઘી દી. ૩ વરસાદ હોય પાંચ શનીવારો માસ હોય તો—વરસાદ થોડો વાયરો ઘણો, ગુજરાત ને કષ્ટ મગ, તેલ, ને અનાજ મોંઘુ થાય

શ્રાવણ સુદમાં કોઇ તીથીનો ક્ષય હોય તો—કારતક માસમાં છત્ર ભંગ થાય

શ્રાવણ સુદ ૧ બુધવારી હોય તો—અફીણમાં ટકા ૧૦૦) ની વધાઘટી થાય ને ચાંદીમાં મંદી થાય

શ્રાવણ સુદમાં દનીયા નક્ષેત્ર ચીત્રા સ્વાતી વીસાખા એ નક્ષેત્રોમાં વૃષ્ટી થાય તો—તે વરસમાં જળ અને અનાજ નીપજસે નહી

શ્રાવણ સુદ ૪ ને દીવસે અથવા પૂર્વાભાદ્રપદ નક્ષેત્રના દીવસે વરસાદ પડે તો તે વરસમાં અનાજ ઘણું પાકશે

શ્રાવણ સુદ ૪ વરસાદ થાય તો—પછી વરસાદ થાય નહીં

શ્રાવણ સુદ ૭ ને સ્વાતિ નક્ષેત્ર હોય તો—અને વરસાદ થાય તો સુભીક્ષ કર્તા હોય અવશ્ય વરસાદ થાય અને અનાજ ઘણું પાકે.

શ્રાવણ સુદ ૭ શનીવારી હોય તો—વરસાદ પૂર્ણ હોય

શ્રાવણ સુદ ૭ ના દીવસે સૂર્ય અસ્ત થતી વખતે જો મેઘ ચડેલો જોવામા ન આવે તો વરસાદ થશે નહીં

શ્રાવણ સુદ ૬–૭–૮ એ ત્રણ દીવસે ચીત્રા સ્વાતિ વીશાખા એ નક્ષેત્રોમાં વરસાદ થાય તો—આગળ વરસાદ થાય નહી

શ્રાવણ સુદ ૭ સૂર્ય અસ્ત પામ્યા છતા વરસાદ થાય નહી તો વરસાદ થાયજ નહીં,

શ્રાવણ સુદ ૮ કે વદ ૮ મે વરસાદ થાય તો—ધઉની નીપજને હાની હોય

શ્રાવણ સુદ ૯ શનીવારી હોય તો—સંતાપ કરે અને આસો માસમાં છત્ર ભંગ કરે

શ્રાવણ સુદ ૧૦ ના રોજ રોહણી નક્ષેત્ર હોય તો—વરસાદ થોડો અનાજ મોંઘુ અને રોગ થાય

શ્રાવણ સુદ ૧૦ શનીવારી ને તે દીવસે સીંહ સંક્રાત્રી હોય તો—વરસાદ સારો થાય ધાન્યની નીપજ હોય

**શ્રાવણ સુદ ૧૩** ને રવીવાર ને રેવતી નક્ષેત્ર હોય તો—અનાજ ઘણા થાય બીજી વસ્તુની પાપ્તી થાય

**શ્રાવણ સુદ ૧૪** આદ્રા નક્ષેત્ર યુકત હોય તો—ધાન્ય સંગ્રહવું સારૂં છે.

**શ્રાવણ સુદ ૧૫** કે વદ ૧ રવીવાર ને પુષ્પ નક્ષેત્ર સંયુક્ત હોય તો—જળ ધાન્યને તૃણ ન હોય

**શ્રાવણ સુદ ૧૫** શ્રવણ નક્ષેત્રવાળી હોય તો—વરસાદ થાય અનાજ અને ધનની સંપતી થાય.

**શ્રાવણ સુદ ૧૫** ના દીવસે સૂર્ય તથા ચંદ્રને કુંડાળું હોય તો—ઘીના ભાવ વધે મણ એકે રૂ. ૨) વધે

**શ્રાવણ સુદ ૧૫** શ્રવણ નક્ષેત્ર હોતે છતે વરસાદ પડે તો—સુગાળ જાણવો

**શ્રાવણ સુદ ૧૫** ના વાદળા ભલા નીરમળી હોય તો સારી નહી. ને ઘી તેલનો સંગ્રહ કરવો તો ત્રીજે માસે લાભ થાય ચંદ્રમાં ડોળમાં ઉગે તો વરસાદની તાણ ને વરસ કરવરૂ થાય

**શ્રાવણ વદ ૧** ગુરૂવારી હોય તો મગ, અડદ, તલ, તેલ, મોંઘા થાય

**શ્રાવણ વદ ૧૧** રોહણીની ઘડી તીથી કરતા જેટલી વધારે હોય તે પ્રમાણે વધારે વરસાદ થાય કૃતીકા નક્ષેત્રવાળી હોય તો—વરસ કરવરૂ થાય મૃગસર નક્ષેત્રવાળી હોય તો દુર્ભીક્ષ

**શ્રાવણ વદ ૧૧** ના રોજે ગાજે તો દુર્ભીક્ષ હોય. પણ તે દીવસે સૂર્ય વાદળામાં ઉગે તો વરસાદ સારો થાય ને વરસ પણ સારૂં નીપજે.

**શ્રાવણ વદ ૧૨** મઘા નક્ષેત્ર રાત્રીમાં હોય અને વાદળા થાય તો જળનો મહાન જોગ જાણવો.

**શ્રાવણ વદ ૦))** પુષ્પ, અસલેખા, મઘા નક્ષેત્ર હોય તો વરસાદ મધ્યમ થાય બહુ વરસાદ ન થાય.

---

## ભાદરવો માસ

**ભાદરવા** માસમાં પાંચ રવીવાર હોય તો માસ કઠણ અનાજ ઘી, તેલ, ચોખા, રૂઉ, કપાસ, સસ્તા થાય ધોળી વસ્તુમાં લાભ હોય. પાંચ સોમવાર કે પાંચ મંગળવારો માસ હોય તો—રોગ ઘણા, રાતી વસ્તુ મોંઘી થાય, તાવ ઉધરસ ઘણા થાય પાંચ બુધવારો માસ હોય

તો—માસ વેપારી છે રાતી વસ્તુ સુતર મોંઘુ થાય, પાંચ ગુરૂવારો માસ હોય તો—માસ ભલો છે રોગ ચાલે ધાન્ય ભાવ સાધારણ હોય, પાંચ શુક્રવારો માસ હોય તો—નીપજ ઘણી જાણવી, વરસાદ છે વૃશ્ચીકના ગુરૂ થાય ત્યારે ઘઉં, ચણા, ચોખા, તલ, મોંઘા રહે, પાંચ શનીવારો માસ હોય તો—વરસાદ અલ્પ છે રાતી વસ્તુ મોંઘી જાણવી.

ભાદરવા સુદ ૧–૨–૩–૪ એ તીથી ઘટે તો–છત્રપતી રાજાનો નાશ થાય.

ભાદરવા સુદ ૨ કે વદ ૨ ના દીવસે જો મેઘ વાદળ દેખાય તો સરવે અનાજનો સંગ્રહ કરવો, છઠે મહીને વેચવાથી લાભ થાય.

ભાદરવા સુદ માં રવીવારને મુળ નક્ષેત્ર આવે તો વરસ સારૂં ન હોય.

ભાદરવા સુદ ૨ ના રોજ વરસાદ થાય ઉત્તર દીસામાં ગાજે તો સરવે અનાજનો સંગ્રહ કરવો માસ આઠની અંદર લાભ થાય.

ભાદરવા સુદ ૩ શનીવાર હોય ને—આકાશ વાદળા વીનાનું હોય તો—શીયાળુ અનાજનો પાક ન થાય.

ભાદરવા સુદ ૩ મંગળવાર ઉત્તરા ફાલ્ગુની નક્ષેત્ર યુક્ત હોય તો—બહુ વરસાદ વરસ આકરૂ ન હોય, સોમવારી હોય તો— ઘણા અનાજ નીપજે, ત્રીજા પહોરે ઉત્તર દીશા તરફના વાદળા જોવામાં આવે તો અનાજનો સંગ્રહ કરી છ માસ પછી વેચવાથી લાભ થાય.

ભાદરવા સુદ ૪ ગુરૂ–શુક્ર સોમવારી હોય ને ઉત્તરા–હસ્ત ચીત્રા નક્ષેત્ર યુક્ત હોય તો—સુર્ભીક્ષ કરે.

ભાદરવા સુદ ૫ ને સ્વાતિ નક્ષેત્ર હોય તો—મંગળકારી થાય.

ભાદરવા સુદ ૭ ને સોમવાર હોય ને સુર્યાસ્ત સમયે આકાશ વાદળાવાળું ન હોય તો—તે માસમાં વરસાદ થાય નહીં ને રોગો થાય.

ભાદરવા સુદ ૮ અનુરાધા નક્ષેત્રવાળી હોય તો—કોઇ દોષ હોય

ભાદરવા સુદ ૮ નો ચંદ્રમાં સુર્ય નીર્મળ હોય અથવા વાદળાથી ઢંકાએલો ન હોય તો—સરવે જાતનું અનાજ, સીંધાલુણ, સુતર પાંચ મહીના સુધી મોંઘુ હોય.

ભાદરવા સુદ ૮ ને મૂળ નક્ષેત્ર સોમ કે રવીવારે હોય તો પાંચ મહીના સોનું અને સુતર મોંઘુ હોય.

ભાદરવા સુદ ૮ ના દીવસે પ્રભાતે પશ્ચિમ દીશામાં ઇંદ્ર ધનુષ્ય દેખાય તો રાત્રે વરસાદ થાય.

**ભાદરવા સુદ ૯** ને રવીવાર હોય ને વાવ્ય દીશામા મહાન વાયુ હોય તો વરસાદ થાય નહી.

**ભાદરવા સુદ ૯** મુળ નક્ષેત્રવાળી હોય તો—ભયકારી હોય, સ્વાતિ નક્ષેત્રવાળી હોય તો—અનાજના ભાવ સસ્તા થાય.

**ભાદરવા સુદ ૧૧** મંગળવારી ને વાયુવાળી હોય તો—વરસાદ થાય અને જો મૂળ નક્ષેત્રવાળી હોય તો—વરસાદ ન થાય, લોકમાં વ્યાધિ ફેલાય.

**ભાદરવા સુદ ૧૩** ના છાંટા અગર વરસાદ થાય તો—અનાજનો ભાવ બાર આની થાય.

**ભાદરવા સુદ ૧૫** નો ચંદ્ર વાદળામાં અગર ડોળમાં ઉગે તો સારૂ પણ નીરમળો ચંદ્ર હોય તો—વરસાદની તાણ, વરસ કરવરૂ અનાજનો સંગ્રહ કરવો માસ ત્રણની અંદર લાભ થાય.

**ભાદરવા સુદ ૧૫** ના વાદળા હોય તો—પાછલા ધાન્યની આશા રાખવી નહી.

**ભાદરવા વદ ૪** શનીવારી હોય તો—દુર્ભીક્ષ ને દેશ ભંગ થાય.

**ભાદરવા વદ ૭** ના દીવસે રોહણી નક્ષેત્ર હોય ને તે દીવસે મંગળ—ગુરૂ—શુકર કે રવીવાર હોય તો—જવ, ઘઉં, ડાંગર, હળદર, જીરૂ, સીસુ, પારો, હીંગ, ખાંડ, ગોળ, સાકર, તલ, કસ્તુરી, એ ચીજો મોંધી થશે, માટે તેનો સંગ્રહ કરી ત્રણ મહીના પછી વેચવાથી ઘણો લાભ થશે.

**ભાદરવા વદ ૮** ને મૂળ નક્ષેત્ર હોય ને રવીને સોમવાર હોય તો—તે વરસમાં વેપારી લોકો શણ, સુતર, સંગ્રહી પાંચ માસ પછી વેચે તો લાભ થશે.

**ભાદરવા વદ ૬** મંગળવારી ને વાદળાવાળી અને ગર્જારાવ હોય તો—સર્વ પ્રકારના ધાન્ય થાય.

**ભાદરવા વદ ૬** અનુરાધા નક્ષેત્ર હોય તો—વરસાદ સારો થાય.

**ભાદરવા વદ ૭** ને દનીયા નક્ષેત્ર રોહણી શનીવાર હોય અને ગુરૂ—શુકર—એ બે એક રાસીએ હોય તો—ઓધમને જવ મોંઘા થાય, નક્ષેત્ર—વાર—તીથીને ગ્રહ એ સરવે હોય તો—હળદર, જીરૂ, પારો, સુતર, કસ્તુરી, તલ, તેલ, ગોળ, તથા હીંગ મોંઘી થાય.

**ભાદરવા વદ ૧૦** ને રોહણી નક્ષેત્ર હોય તો—સંપૂર્ણ ધાન્ય વૃદ્ધી, વદ ૧૧ ને રોહણી હોય તો—મધ્યમ ફળ અનાજનો સંગ્રહ કરી છઠે મહીને વેચવાથી લાભ થાય.

**ભાદરવા વદ ০))** રવીવારી હોય તો—અનાજ, ઘાસ, ને તેજી થાય, સોમવારી હોય તો—તલમાં તેજી ધાન્યની ઉત્પતી મંગળ ને બુધવારી હોય તો—અનાજના ભાવ તેજી થાય, શનીવારી હોય તો—તલના ભાવ તેજી થાય.

**ભાદરવા વદ ০))** રવીવારી હોય અને તે દીવસે સૂર્ય ઉગતાં પશ્ચિમે ઈંદ્ર ધનુષ્ય દેખાય તો પૃથ્વીમાં હાહાકાર થાય.

**ભાદરવા વદ ০))** ની રાત્રીએ દક્ષીણ દીશામાં વીજળી થાય તો—ધાન્ય બહુ મોંઘા થાય.

**ભાદરવા સુદ ૧૪—૧૫** વધે તો—ઘી સોંઘુ કરે અને જો ઘટે તો—ઘી મોંઘુ કરે.

**ભાદરવા સુદ ૧૪ થી વદ ০))** મોટી હોય તો—કપાસ સોંઘા ને નાની હોય તો—કપાસ મોંઘા થાય.

---

## આસોમાસ.

**આસોમાસ** પાંચ રવીવારો હોય તો—રાતી વસ્તુ મોંઘી થાય પાંચ સોમવારો હોય તો ઘો. ગોળ, ખાંડ, સાકર મોંઘા થશે. પાંચ મંગળવારો માસ હોય તો અનાજ ભાવ સસ્તા. ઘી. રૂઉ, કપાસ ખાંડ, સાકર, ટોપરાને ચોખા, મોંઘા થાય, પાંચ બુધવારો માસ હોય તો. રાતી વસ્તુ ઘરે, ચણા. ગોળ, સુતર, મજીઠ મોંઘા રસ. કસ મોંઘા જાણવા, પાંચ શુક્રવારો માસ હોય તો. રાતી વસ્તુ ઘઉ, ચણા ગોળ મોંઘા, પાચ શનીવારો માસ હોય તો રાતી વસ્તુ ને ગોળ મોંઘા થાય.

**આસોસુદ ૧** શનીવારી હોય તો—તે માસમાં ધાન્ય સંગ્રહવું.

**આસોસુદ ૧—૮—૧૦** :ના દીવસે મેઘ ચડે તો. તત્કાળ વૃષ્ટિ થાય.

**આસો સુદ ૩** ને મંગળ કે શનીવાર હોય તો. અનાજના ભાવ તેજી થાય.

**આસોસુદ ૪** રવીવારી હોય તો—ઘી વેચવાથી અને અનાજ ખરીદવાથી લાભ હોય.

**આસોસુદ ૮** બુધવારી હોય તો—અનાજનો સંગ્રહ કરી કારતક માસમા વેચવાથી ઘણો લાભ મળે.

**આસોસુદ ૯** મંગળવારી હોય તો—કપાસને અડદનો સંગ્રહ કરી ચૈતરમાસમાં વેચવાથી ઘણો લાભ મળે.

આસોસુદ ૧૦ રવીવારી હોય તો રૂઉનો બજાર ઘટે. મંગળ વારી હોય તો વીવીધ પ્રકારની વ્યાધી થાય.

આસોસુદ ૧૦–૧૧–૧૨ એ ત્રણ દીવસોમાં વીજળી થાય તો. ઘઉંનો નાશ થાય

આસોસુદ ૧૫ નીરમળ ભલી. પણ વાદળાવાળી હોય તો અનાજનો સંગ્રહ કરી ચઇતર માસમાં વેચવાથી લાભ મળે.

આસોસુદ ૧૫નો વરસાદ થાય તો દી. ૧૮ની અંદર રૂઉમાં ટકા. ૩૦ ) ઘટે.

આસોસુદ ૧૫ ના ચંદ્રમાંની થડમાં એક ચાંદરડુ હોય તો રૂઊના ભાવ વધે.

આસોસુદ ૧૫ ના ચંદ્રમાંને વાદળ છાંયા હોય તો અથવા વાદળામાં આથમે તો અનાજનો સંગ્રહ કરવો તો બીજે માસે લાભ થાય.

આસોવદ ૩ મંગળ શની. સોમવારી હોય તો રોહણી નક્ષેત્ર સહીત હોય તો કપાસમાં ફાગણ માસમાં લાભ થાય

આસોવદી ૫ રવીવારી હોય તો—ઘી માહાવદ ૦)) સુધી અવશ્ય આકરૂ રહે.

આસોવદ ૬ રવીવારને જેષ્ટા કે મૂળ નક્ષેત્રવાળી હોય તો અનાજ સંગ્રહવાથી પાંચમે મહીનામાં લાભ થાય.

આસોવદ ૮ ના દીવસે શની કે ગુરૂ વક્રી હોય તો. સુતર. મજીઠ આદિ ઔષધ મોંઘા થાય.

આસો વદ ૧૧ બુધ કે સોમવારી હોય તો—ગાયો,–ભેંસોની કીમત ઘણી વધે.

આસો વદ ૧૨ શનીવારી ને હસ્ત–ચીત્રા નક્ષેત્રવાળી હોય તો—જુવાર ખરીદ કરવી અને ચઇતર માસમાં વેચવાથી ઘણો નફો મળે.

આસો વદ ૦)) શનીવારી હોય તો—મધ્યમ વરસાદ હોય.

આસોવદ ૧૩—૧૪—૦)) ને કારતક સુદ ૧ ના વાદળા થાય તો અનુક્રમે ચાર માસ. કારતક, માગસર, પોસ માહ માસ રૂઉમાં મંદી રહે.

આસોવદ ૦)) શનીવારની દીવાળી હોય તો અનાજમાં તેજી થાય.

૫ તો—અનાજના ભાવ મંદા થાય.

લાભ મળે.

.. શનીને રાહુ એક રાસીપર આવે તો—શણુ સુતર.

એ વસ્તુનો ભાવ વધે.

**ગીના પુજનનું ફળ.**

**સોમવારી** પૂજાય તો—વરસ ૨૦ વાસાનું જાણવું.

**શુકરવારી** પૂજાય તો—વરસ. ૧૮ વાસાનું જાણવું.

**ગુરૂવારી** પૂજાય તો—વરસ. ૧૬ વાસાનું જાણવું.

**બુધવારી** પૂજાય તો—વરસ. ૧૨ વાસાનું જાણવું.

**રવીવારી** પૂજાય તો—વરસ. ૧૦ વાસાનું જાણવું.

**મંગળવારી** પૂજાય તો—વરસ ૮ વાસાનું જાણવું।

**શનીવારી** પૂજાય તો—વરસ. ૭ વાસાનું જાણવું.

## વરસ જોવાની રીત.

દીવાળી પૂજનના વારના જેટલા વાશા હોય તેને ત્રણુ ગણા કરી પાંચ મેળવીને સાતે ભાંગતા શેષ રહે તેનું ફળ.

૨—૪ શેષમાં વધે તો—વરસ બહુ સારૂ.

૩ શેષમાં વધે તો—વરસાદ ઘણો હોય.

૧—૫ શેષમા વધે તો—અડધો કાળ હોય.

૬ શેષમાં વધે તો—છત્ર ભંગ થાય.

સમાપ્ત.

---

## જો તમારે કમાવા રૂપીઆ.

### આજેજ મંગાવો અને તુરતજ

# ચૈત્રી-સં. ૧૯૭૬ ની સાલનો વર્તારો.

જેમાં—રૂ, સુતર, કાપડ, કપાસ, કપાસીઆ, સોનું, શેર, અફીણ, ઘઉં, ચોખા, અળશી, સરસવ, એરંડા, ઘી, તેલ, ખાંડ, વિગેરે વેપારની અનેક ચીજોના ભાવો કયારે અને કેટલા સમાં કેટલા ટકા વધશે યા ઘટશે તે તારીખવાર સ્પષ્ટ જણાવે છે. તેથી આ વર્ત્તારો વેપારીઓને ઘણો ઉપયોગી અને પૈસા કમાવાના ઉમદા સાધનરૂપ થઇ પડયો છે. કીં. ફક્ત એક રૂપીઓ.

# ચૈત્રી-સં. ૧૯૭૬ ની સાલનું

# તેજી-મંદી પંચાંગ.

જેમાં—રૂ, સુતર, કપાસ, કપાસીઆ, સોનું, ચાંદી, ઘઉં, ચોખા, અળશી, સરસવ, એરંડા, ઘી, ગોળ, ખાંડ, વીગેરે વેપારની મુખ્ય પંદર ચીજોમાં થનાર રોજે-રોજની તેજી-મંદી તીથીવાર તારીખ સાથે જણાવેલ છે તેથી આ તેજી-મંદી પંચાંગ વેપારીઓને ઘણું ઉપયોગી અને લાભદાયી થઇ પડયું છે. કારણ કે આ પંચાંગથી દરરોજના વેપારમાં લાભ મેળવાય છે નુકશાનીમાંથી બચી શકાય છે, તેથી આ પંચાંગ તૈયાર અને વાયદાના વેપારીઓને ઘણું કીમતી થઇ પડયું છે, ફક્ત કીં. એક રૂપીઓ.

## સુચના.

દરેક નવા વરસનો વર્તારો તથા તેજી-મંદી પંચાંગ દર વરસના ફાગણ માસમાં બહાર પડે છે, અને ગ્રાહકો પ્રમાણેજ નકલો છપાવતા હોવાથી ગ્રાહકોએ પહેલેથી ઓર્ડરો નોંધાવવા જેથી તૈયાર થયે વી. પી. થી મોકલવામાં આવશે. પાછળથી પસ્તાવું ન પડે, કારણ કે આ ગ્રંથો તમારા વેપારમાં એક સાચા સલાહકારક તરીકે લાખો રૂપીઆ કમાવનાર ઉપયોગી અને લાભદાયી છે.

બી. એસ. શાહ

વઢવાણ સીટી.